# (૫) છેવટનો ફેંસલો.

સુંદરલાલ શેઠનું વતન ગયા શહેરમાં હતું. ત્હેને બે દુકાનો હતી તથા રહેવાને માટે એક સુંદર હવેલી હતી. સુંદરલાલ જવાન અને ખૂબસુરત હતો, ત્હેનું કસાયલું શરીર, સુંદર રીત્યે ઓળેલા વાળ, તથા સદા પ્રફુલ્લિત મુખ ત્હેના તરફ બધાને આકર્ષિત કરતાં, એને સંગીતનો ઘણો શોખ હતો. એ જાતે પણ ઘણો સારો ગવૈયો હતો, સ્હેલસપાટા મારવાનો પણ ત્હેને શોખ હતો. યૌવનના પ્રારંભમાં એ જરા ઉચ્છૃંખલ હતો, પણ વિવાહ થઈ ગયા પછી તે બધી વાતે ડાહ્યો અને સુશીલ બન્યો હતો.

એક દિવસ સંધ્યાકાળે સુંદરલાલે દુકાન ઉપરથી આવીને ત્હેની સ્ત્રીને કહ્યું 'જો હું કાલે હરિહરના મેળામાં જવાનો છું. તું છોકરાં છૈયાની સંભાળ રાખજે. હું વ્હેલો પાછો આવીશ.'

ત્હેની સ્ત્રીએ કહ્યું 'કાલે ન જશો. આજ રાતે મ્હેં ખરાબ સ્વપ્નું જોયું છે.'

સુંદરલાલે હસીને કહ્યું "તું એમ સ્હમજતી હોઈશ કે આ મેળામાં જઈને હું એકલો એકલો ખૂબ મોજ ઉડાવીને પૈસા ઉપર ફીણી મૂકીશ. પણ ગાંડી, કાંઇ એવો વિચાર ન આણીશ. ઠીક, પણ એ તો કહે કે ત્હેં સ્વપ્નમાં શું દેખ્યું?'

સ્ત્રીઃ—'એ સ્વપ્નું ઘણું ભયાનક હતું. મ્હેં જોયું કે ત્હમે ઉઘાડે માથે મેળામાંથી પાછા આવ્યા છો અને ત્હમારે માથે સુંદર ગુચ્છા પણ નથી, એ સ્વપ્ન જોયા પછી કોણ જાણે શાથી મ્હારા ચિત્તમાં જાણે ઉંડી ફીકર થયા કરે છે. વ્હાલા, ત્હમે ન જશો.'

સુંદરલાલે વધારે હસીને કહ્યું 'એજ ત્હારૂં ખરાબ સ્વપ્ન કે?

ચોર કે લુંટારો. હું પોતાના કામ ધંધે બે પૈસા રળી ખાવા જાઉં છું ત્હેમાં આપ સાહેબની આટલી બધી ખફા મરજી શા સારૂ થઇ?'

આટલું સાંભળતાં વાર જ ફોજદાર સાહેબનો પિત્તો ઉકળી ગયો. ત્હેણે સિપાઇઓને બોલાવીને ત્હેમની સમક્ષ સુંદરલાલને કહ્યું 'જુઓ! હું પોલિસ ફોજદાર છું. કાલ જે વાણીઆની સાથે ત્હમે સૂઈ રહ્યા હતા ત્હેનું કોઇએ ખૂન કર્યું છે. હું ત્હમારી ઝડતી લેવા માગું છું.

ઓરડીમાં પ્રવેશ કરીને પોલિસે સુંદરલાલની પેટીઓ વગેરેની ઝડતી લેવી શરૂ કરી. થોડીકવાર પછી ફોજદારે બૂમ પાડીને સવાલ કર્યો 'આ છરો કોનો છે?' પોતાની પેટીમાંથી લોહીથી ખરડાયલો છરો નીકળેલો જોઇને સુંદરલાલ તો આભોજ બની ગયો. ત્હેનાથી કાંઇ જવાબ દેવાયો નહિ. ઘણીવાર પછી તે આકુળવ્યાકુળ થઇને બોલ્યો 'હું—હું—હું તો કાંઈ જાણતો નથી, એ છરો મ્હારો નથી સાહેબ.'

ફોજદારે કહ્યું 'આજ સ્હવારે ખબર પડી છે કે ત્હારા સોબતીનું કોઇએ ખૂન કર્યું છે. એ જરૂર ત્હારૂંજ કામ છે. ઓરડીની અંદર સાંકળ વાસેલી હતી. અંદર ત્હારા વગર બીજું કોઈ નહોતું, ત્હારી પેટીમાંથી લોહીવાળો છરો મળી આવ્યો. ત્હારી બોલવા ચાલવાની છટા, ત્હારૂં છેલબટાઉપણું એ બધું ત્હારી વિરૂદ્ધ જાય છે. હવે કબૂલ કરી દે કે કેવી રીત્યે એનું ખૂન કર્યું છે અને કેટલો માલ ચોર્યો છે.'

સુંદરલાલ ઘણાએ સોગન ખાઇને કહેવા લાગ્યો 'કાલ રાતે ભોજન કર્યાં પછી એ વેપારી મ્હને મળ્યો નથી, મ્હારા પોતાના ચાર હજાર રૂપિયા ઉપરાંત મ્હારી પાસે બીજું કાંઈ નથી, એ છરો પણ મ્હારો નથી.' પરન્તુ ત્હેના મ્હોંમાંથી અચકાતે અચકાતે શબ્દ નીકળતા હતા, ત્હેના ચહેરા ઉપર ગભરાટ દેખાતો હતો, ત્હેના પગ ધ્રુજતા હતા,

લાગી ‘ જુઓ, હું ત્હમારી સ્ત્રી છું. મ્હારાથી કાંઇ છુપાવશો નહિ. શું ખરેખર ત્હમારાથી અપરાધ થઈ ગયો છે ? ’

સુંદરલાલ ઉપર બધા સંદેહ આણતા હતા, બધાએ ત્હેને અપરાધી માની લીધો હતો. એ બધું દુઃખ નિર્દોષ સુંદરલાલે મુંગે મ્હોંએ સહન કર્યું હતું. અત્યાર સૂધી ત્હેણે પોતાના હૃદયના વેગને મજબૂત રીત્યે રોકી રાખ્યો હતો. પરન્તુ પોતાની સ્ત્રીના મનમાં પણ અવિશ્વાસ ઉત્પન્ન થયેલો જોયા પછી ત્હેનો શોક અસહ્ય થઇ પડ્યો. સુંદરલાલ બોલી ઉઠ્યો ‘ તું પણ મ્હારા ઉપર વ્હેમ આણે છે ? ’

આટલું બોલીને બે હાથે મ્હોડું ઢાંકી દઇને ન્હાના બાળકની પેઠે રોવા લાગ્યો.

એટલીવારમાં પહેરાવાળો સંત્રી આવીને સુંદરલાલને ત્યહાંથી લઇ ગયો. જીવનમાં છેલ્લીવાર ત્હેણે પોતાનાં બાળકોને જોઈ લીધાં. ત્યહાર પછી પાછો પોતાની ઓરડીમાં આવીને મનમાં ને મનમાં વિચારવા લાગ્યો ‘ હાય ! મ્હારી સ્ત્રી પણ મ્હારા ઉપર અણવિશ્વાસ આણે છે ! એક અન્તર્યામી ભગવાન વગર મ્હારી નિર્દોષતા કોઇને માલૂમ નથી. હવે એનીજ કૃપાને માટે પ્રાર્થના કરીશ. ’

સુંદરલાલે હવે કોઇની સલાહ પૂછી નહિ. પોતાના છુટકારા સંબંધી કોઈ પણ પ્રયત્ન કર્યો નહિ. બીજી બધી આશા છોડી દઈને આકુળ ચિત્તે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

યથા સમયે સુંદરલાલના મુકર્દમાનો ફેંસલો અપાયો અને સેશન્સ જજે ત્હેને જીંદગી સૂધી કાળા પાણીની સજા કરી. એક દિવસ બીજા ગુનેહગારોની સાથે સુંદરલાલને પણ આંદામાન ટાપુમાં લઇ જવામાં આવ્યો.

* * * *

એક પઠાણ પોતાની આત્મ કહાણી કહી રહ્યો હતો. ‘ જુઓ ભાઈ! મ્હને વગર કસુરે અહિં મોકલી દીધો છે. મ્હારો કસુર એટલોજ હતો કે મ્હેં એક ગાડીમાંથી ઘોડો છોડી લીધો હતો. એટલા માટે ધાડપાડુ ગણીને મ્હને કાળા પાણીની સજા કરી છે. મ્હેં કાંઈ ચોરી જવા સારૂ ઘોડો લીધો નહોતો. મ્હને જલદીથી ઘેર જવાની જરૂર હતી, માટે છોડી લીધો હતો. એ ગાડીવાન પણ મ્હારો પીછાનવાળો હતો એટલે મ્હને એમાં કાંઈ વાંધા જેવું જણાયું નહોતું. પણ શયતાન પોલિસ કહે છે કે ત્હેં ચોરી કરી છે. કેવી રીત્યે ચોરી કરી તે સાબિત કરી આપ્યા વગર કમબખ્તોએ મ્હને અહિં મોકલી આપ્યો. હા, પણ એક વાત તો છે. બેશક, મ્હેં ઘણા દિવસ અગાઉ એક એવો કસુર કર્યો હતો જ્હેને માટે મ્હારે ઘણા દિવસ અગાઉથીજ અહિં આવવું જોઇતું હતું. કોણ જાણે કેમ, ખુદાતાલાની મહેરબાનીથી એ વખતે તો હું બચી ગયો અને આ વખતે બેકસુર ફસાઈ ગયો. ’ પોતાને મ્હોંએથી ખરો ઇતિહાસ નીકળી જતો હોવાથી ચેતી જઇને પઠાણ બોલ્યો ‘ નારે ભાઈ, ના, મ્હારૂં તો મગજ ખસી ગયું છે. હું તો ઠંડા પહોરનાં ગપ્પા મારવા બેસું છું ત્હારે ગમે તેવું ઢંગ ધડા વગરનું બોલું છું. પણ બચ્ચાઓ યાદ રાખજો કે બંદા ત્હમારી સાથે ઘણો વખત રહેવાના નથી.’

એક જણાએ પૂછ્યું ‘ ત્હમે ક્યહાંથી આવ્યા છો, ખાન ! ’

ત્હેણે કહ્યું ‘ મ્હારૂં વતન ગયામાં છે. મ્હારૂં નામ અબદુલ્લા ’

ગયાનું નામ સાંભળીને સુંદરલાલ તરતજ પૂછવા લાગ્યો ‘ અબદુલ્લા ! ત્હમે ગયામાં સુંદરલાલના ઘરમાંથી કોઇને ઓળખો છો ? એ બધાં હયાત છે કે નહિ ?’

‘ વાહ એને ન ઓળખીએ. એ તો હમારા શહેરમાં એક જાણીતો શાહુકાર હતો. સાંભળ્યું છે કે સુંદરલાલ પણ મ્હારી માફકજ કાળું

અબ્દુલ્લાએ હસીને કહ્યું ' વળી બીજું કોણ કરે ? જ્હેની પેટીમાંથી છરો નીકળી આવ્યો તેજ ખૂની હોવો જોઇએ. પકડાયો તેજ ચોર. બીજું કોણ ત્હમારી પેટીમાં છરો મૂકી આવે ? અને બીજો કોઈ માણસ ત્હમારી પેટીમાં છરો મૂકે ત્હાં સુધી ત્હમારી ઉંઘ ઉડે નહિ એ કેમ બને ? '

અબ્દુલ્લાની વાતચીત ઉપરથી સુંદરલાલની દૃઢ ખાત્રી થઈ કે એજ ખરો ખૂની છે. કેદીઓના ટોળામાંથી ઉઠીને એ ધીમે પગલે પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. એ આખી રાત ત્હેને ઉંઘ આવી નહિ. ત્હેના હૃદયમાં ચિંતા થવા લાગી. એકે એકે ત્હેને બધી વાત સાંભરી આવી. પ્હેલાંનો સુખી સંસાર, સ્નેહાળ પત્નીનો પ્રેમ, ન્હાનાં ન્હાનાં બાળકોની નિર્દોષ રમતો એ બધું સાંભરી આવ્યું. આ વીસ વર્ષમાં ત્હેના જીવનમાં કેટલું બધું પરિવર્તન થયું હતું. ત્હેની યુવાવસ્થાની એ ચપળતા અને એ કુદરતી હાસ્ય આજ ક્યહાં ગયાં હતાં !! ધર્મશાળાની ઓસરીમાં બેસીને પોતે સિતાર વગાડી રહ્યો હતો એ દિવસનું પણ ત્હેને આજે સ્મરણ થયું. ત્યહાર પછી પોલિસની ધરપકડ, સેશન્સમાં મુકદ્દમો, કાળાપાણીની સજા, વગેરે બનાવો એકે એકે ત્હેની આંખ આગળ તરવા લાગ્યા. આ વીસ વર્ષના દેશનીકાલમાં એ જવાનીમાં વૃદ્ધ જેવો થઇ ગયો હતો. પૂર્વાવસ્થાના સ્મરણથી ત્હેનું હૃદય વધારે મુંઝાવા લાગ્યું. આટલું બધું દુઃખ ત્હેણે કોની ખાતર વેઠયું ? એજ દુષ્ટ પાપી અબ્દુલ્લાની ખાતર. એ વિચારથી ત્હેના હૃદયમાં વૈરનો અગ્નિ જોશથી સળગવા લાગ્યો. આખી રાત ઇષ્ટ દેવતા આગળ પોતાનું હૃદય ખુલ્લું મુકીને સુંદરલાલે પ્રાર્થના કરી; પરન્તુ તેથી પણ ત્હેને પૂરતી શાન્તિ મળી નહિ. એ દિવસથી એણે અબ્દુલ્લાને મળવું છોડી દીધું. દૂરથી એને જોતો તો આડું મ્હોં કરીને ચાલ્યો જતો. આ પ્રમાણે એક પખવાડિયું વીતી ગયું. એ

વાળ્યું છે ત્હેનું રક્ષણ હું આજે શા સારૂં કરૂં? એને એના પાપની યોગ્ય સજા થવી જોઇએ. પણ હું એનું નામ દઇ દઇશ તો પછી એને ઉગારવાનો એકે આરો નથી. કદાચ મ્હારી ભૂલ પણ થતી હોય. હું નાહક એને શા સારૂં સજા કરાવું. એને સજા થયાથી મ્હને પોતાને શો લાભ?'

સાહેબે ફરીથી પૂછ્યું 'બુઢ્ઢા! સાચે સાચું કહી દે. એ મછવો કોણે તૈયાર કર્યો હતો?'

એકવાર અબ્દુલ્લાના તરફ જોઇને સુંદરલાલ બોલ્યો 'હું કહી શકતો નથી. હું એ વાત પ્રગટ કરી દઉં એવી પરમેશ્વરની આજ્ઞા નથી. મ્હને જે સજા કરવી હોય તે આપ ભલે કરો.'

સાહેબે ઘણોએ યત્ન કર્યો પણ સુંદરલાલ પોતાની પ્રતિજ્ઞામાંથી ચળ્યો નહિ. ત્હેના મ્હોંમાંથી અબ્દુલ્લા સંબંધી એક પણ શબ્દ નીકળ્યો નહિ.

એ રાત્રે સુંદરલાલ પોતાની ઓરડીમાં સૂઇ રહ્યો હતો. ત્હેની સ્હેજસાજ આંખ મળી હતી એટલામાં કોઈ આવીને ત્હેની પથારીની પાસે બેઠું. સુંદરલાલ એકદમ ઓળખી ગયો કે એ અબ્દુલ્લા છે. ત્હેણે પૂછ્યું 'કેમ ત્હારે શું જોઇએ છે? વળી પાછો મ્હારી પાસે શું લેવા આવ્યો છું?'

અબ્દુલ્લા ધીમે ધીમે ત્હેના પગ આગળ જઇને, પગે પડીને બોલ્યો 'સુંદરલાલ, મને માફ કર'

'શા સારૂં?"

'મ્હેંજ પેલા સોદાગરનું ખૂન કર્યું હતું. મ્હેં પોતેજ ત્હારી પેટીમાં છરો સંતાડી દીધો હતો. મ્હારી ઇચ્છા ત્હારૂં પણ ખૂન કરવાની હતી, પણ એટલામાં બહાર કશાનો ખખડાટ થયાથી હું ઝટપટ ત્હારી ઉઘાડી પેટીમાં છરો ફેંકીને ચાલ્યો ગયો.'

સુંદરલાલે ઘણોએ નિષેધ કર્યા છતાં પણ અબ્દુલ્લા બીજે દિવસે સ્હવારે જઇને સાહેબ આગળ પોતાનો ગુનોહ કબુલ કરી આવ્યો; સાહેબે ત્હેની જુબાની લખી લીધી. થોડા દિવસમાં સુંદરલાલને કાળા પાણીની સજામાંથી મુક્ત કરવાનો હુકમ આવ્યો. પણ એ છેવટનો ફેંસલો આવ્યો તે સમયે નિર્દોષ સુંદરલાલ આંડામાન ટાપુમાં નહોતો; પરલોકવાસી હતો.

# તંત્રી સાહેબનો ઘોંટાળો.

મિસ્ટર વિશ્વશરણુ દેવે એમ. એ. ની પરીક્ષા પાસ કરીને તંત્રીનો ધંધો પસંદ કર્યો હતો. ત્હેમની તરફથી નીકળતા પત્રનું નામ 'ગૃહિણી' હતું. 'ગૃહિણી' ના પ્રતાપે એમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. પાંચ પૈસા પણ પેદા કર્યા હતા અને વધારામાં એક અમૂલ્ય રત્નની પણ બક્ષિસ મેળવી હતી. તે અમૂલ્ય રત્ન બીજું કોઈ નહિ પણ ત્હેમનાં પત્ની, મિસિસ વિશ્વશરણુ દેવ.

ગૃહિણીના લેખક મંડળમાં લાવણ્યપ્રભા ઘણે ઉંચે નંબરે બિરાજતી હતી. ત્હેની કવિતામાં બપૈઆના ગીતની માફક એક સુખદ વિષાદભાવ સમાયલો રહેતો. તંત્રી સાહેબ ત્હેની કવિતાના ખાસ પક્ષપાતી હતા. જે અંકમાં લાવણ્યપ્રભાની કવિતા પ્રગટ ન થઇ શકે તે અંકમાં ત્હેમને એક પ્રકારની અપૂર્ણતા જણાઈ આવતી. વાત પણ ખરી હતી. વાંચક વર્ગમાં ગૃહિણીની પ્રતિષ્ઠા બંધાઈ હતી તે મ્હોટે ભાગે લાવણ્યપ્રભાની કવિતાને આભારી હતી. આ કારણને લીધે ત્હેની કવિતા જરૂરની થઈ પડી હતી. તંત્રી સાહેબ ત્હેને વારંવાર પત્રદ્વારા કવિતા મોકલવા વિનંતિ કરવા લાગ્યા, અને કવિતાના બદલામાં 'રેમ્યુનરેશન'–પુરસ્કાર પણ સારો આપવા લાગ્યા. લાવણ્ય એ વખતે બી. એ. કલાસમાં ભણતી હતી; ત્હેના સગાઓમાં એક માત્ર માશી હતી. એટલે ત્હેને પોતાના ગુજરાન જોગું કમાવાની જરૂર પડતી. નીચલા કલાસની કન્યાઓને સાહિત્ય, શિલ્પ, સંગીત અને ચિત્ર કામ શીખવીને એ સ્હેલાઇથી પોતાના અભ્યાસનું ખર્ચ કહાડી શકતી. પણ એ ટયુશનોમાં એનો ઘણો વખત જતો હોવાથી ઇચ્છા અને શોખ હોવા છતાં પણ લેખો અને કવિતાઓ લખવાને પૂરતી ફૂરસદ

માંડી, અને એને પોતાના ઘરમાંથી ખસેડવા માટે, વારંવાર ત્હેને લગ્ન કરવાનો આગ્રહ કરવા લાગી. એક દિવસે તો લાવણ્યે માશીના ટાહેલાંથી કંટાળી જઇને કહ્યું. "ત્હમે રોજ રોજ મ્હને પરણવા માટે દબાવ્યા કરો છો તે હું જાણું છું. હું તો વિશ્વશરણ વગર બીજા કોઇને પરણવાની નથી. હું ત્હમને ભારે પડતી હોઉં તો સાફ સાફ કહી દો, એટલે હું કોઈ આબરૂદાર ગૃહસ્થને ત્હાં છોકરીઓને ભણાવવા રહીશ અને ત્હમારૂં ઘર ખાલી કરીશ.' એ દિવસે માશી ભાણેજમાં ખૂબ ખટપટ થઈ. એ ખબર થોડા દિવસમાં વિશ્વશરણને કાને પણ પહોંચી. ત્હેમણે વગર વિલંબે, વળતી ટપાલે બે પત્ર લખ્યા. એક લાવણ્યપ્રભા ઉપર અને બીજો ત્હેની માશી ઉપર. બન્ને પત્રોમાં લાવણ્યના વિવાહનું માગું કર્યું હતું. એ માગું સ્વીકારવામાં આવ્યું અને તંત્રી તથા લેખિકા વિવાહસૂત્રથી બંધાઈ ગયાં.

વિવાહ પછી કેટલાંક વર્ષ વીતી ગયાં. લાવણ્યપ્રભા વિશ્વશરણની ખરેખરી સહધર્મિણી નીવડી. વિશ્વશરણભાઇ તો આજ 'બંગીય સાહિત્ય સમ્મેલન,' તો કાલે 'રાષ્ટ્રિય મહાસભા,' તો પરમ દિવસે 'ભરત કામના પ્રદર્શન'ના નિમંત્રણને માન આપવા, તથા સંપાદક તરીકેનો પોતાનો મોભો સાચવવા દેશપરદેશ ફર્યા કરતા. એમની ગેરહાજરીમાં પત્રના તંત્રી તરીકેનું સઘળું કામ લાવણ્યપ્રભાજ ચલાવતી તેથી એનો ગર્વ વધતો ગયો. વિશ્વશરણ દેશપરદેશમાં ફરીને બહુશ્રુત થતો ગયો તથા ખરા દેશભક્તોના સમાગમમાં આવતો ગયો તેમ તેમ ત્હેનામાં નમ્રતા અને વિનય વધતાં ગયાં; પરન્તુ લાવણ્યપ્રભા દિવસે દિવસે ઉદ્ધત બનતી ગઇ.

વિશ્વશરણ બહુબોલા સ્વભાવનો નહોતો. મિષ્ટભાષી અને વિનયી હોવા છતાં પણ એ ઘણુંજ થોડું બોલતો. ત્હેના જીવનમાં આડંબરનું તો નામ નિશાન પણ નહોતું. એ ચૂપચાપ જ્ઞાનોપાર્જન

પાછા આવતાં ત્હેને ઘણી વાર લાગે એમ હતું. 'ગૃહિણી' માં છાપવા માંટે બે ત્રણ વાર એણે પોતાના પ્રવાસનું રમુજી અને બોધદાયક વર્ણન લખી મોકલ્યું હતું; પણ લલિતછંદમાં લખેલો કોઈ પ્રેમપત્ર એણે લાવણ્યપ્રભા ઉપર લખ્યો નહોતો. લાવણ્યને મનથી, એ માફ ન કરી શકાય એવો અપરાધ હતો. પતિએ પત્રિકાના સંપાદનને લગતી સુચનાઓ તો લખવી જોઇતી હતી! લાવણ્યે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે વિશ્વશરણ ઘેર આવશે એટલે હું એમની ખૂબ ખબર લઇશિ. એ બિચારીને ખબર નહોતી કે વિશ્વશરણને ત્હેની વિદ્વત્તા, અને કાર્યકુશળતા ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે એ બાબતમાં સૂચનાઓ લખ્યા કરવી એ પત્નીનું અપમાન કર્યા બરોબર ત્હેને લાગતું.

વિશ્વશરણ ઘેર પાછો ફર્યો. લાવણ્યે આ વખતે હૃદય ખોલીને ત્હેની સાથે વાતચીત કરી નહિ. એક દિવસ વિશ્વશરણે એક નિબંધનાં પ્રૂફ લાવીને ત્હેને આપતાં કહ્યું 'આ જરા તપાસી આપો તો, કાલે પ્રેસમાં મોકલી આપવાનાં છે.' પતિએ લંબાવેલો હાથ પાછો ઠેલીને લાવણ્યપ્રભાએ છણકો કરીને કહ્યું 'મ્હારાથી એ કામ નહિ થાય. તંત્રી ત્હમે છો તે ત્હમે તપાસી લ્યો.' આ વર્તણુક બિલકુલ નવી હતી, છતાં પણ વિશ્વશરણ હસીને બોલ્યો 'ત્હમે પણ તંત્રીનાં સહધર્મિણી છોને?' પણ એની આ મશ્કરી તો સુંસરી નીકળી. સ્ત્રીઓ પોતાના ક્રોધની ઉપેક્ષા થાય તે સહન કરવા નથી ઇચ્છતી. મ્હોં ચ્હડાવીને લાવણ્યે કહ્યું 'ના, હું ત્હમારી સહધર્મિણી નથી. હું તો ત્હમારી વગર મૂલ્યે ખરીદી લીધેલી દાસી છું. ત્રણ ચાર વર્ષ પરણ્યે થયાં, એટલામાંજ ત્હમારો પ્રેમ ઓછો થઇ ગયો છે. તે હું કાંઇ સ્હમજતી નથી કે? ત્હમે કોઇ દિવસ મ્હારી સાથે હસી ખુશીથી બોલ્યા નથી. ત્હમે કોઈ દિવસ મ્હારી સાથે સ્નેહપૂર્વક વ્યવહાર રાખ્યો છે? ત્હમારી સાથે મ્હારે શેઠ મુનીમના જહેવો સંબંધ છે. જાણે કે

હવે લાવણ્ય ઉઠી. એક વાર ઘરની ચારે તરફ નજર ફેરવી. ત્હેની ગૃહિણી–સુલભ નિપુણતા ચારે તરફ જણાઇ આવતી હતી. ઘર સંસાર છોડીને, ઘરની જણસવસને, નોકરોને ભરોસે છોડીને પોતે ચાલી જશે એ વિચાર ત્હેને દુઃખ આપવા લાગ્યો. પણ એટલેથી પણ એ ગર્વિતા રમણીનો ક્રોધ ઉતર્યો નહિ. એ પોતાનો સામાન બાંધવામાં વ્યસ્ત થઇ. પણ એની ચિન્તા ડગલે ડગલે વધવા માંડી. ભૂત અને વર્તમાનકાળ ત્હેને મધુમય લાગ્યો, પરન્તુ ભવિષ્ય ત્હેને શૂન્ય અને અંધકારમય દેખાયું. વિશ્વશરણ શું ખરેખરજ મ્હને ચાહતા નથી? એમ છતાં પણ જ્યહારે એ આ સૂનસાન ઘરમાં પગ મૂકશે ત્ય્હારે એને કેવું લાગશે? આખો દિવસ તંત્રીનું કામ કરીને થાક્યા પાક્યા ઘેર આવશે ત્ય્હારે કોણ એમને ઉત્સાહ આપીને થાક ઉતારશે? હશે, મ્હારે આ બધી ચિન્તા કરવી જોઇએ નહિ. જે થવાનું હશે તે થશે. આ પ્રમાણે વિચાર કરતી કરતી લાવણ્યપ્રભા પેટીઓ ઉઘાડીને એમાંથી પોતાની સાથે લઈ જવાનો સામાન જુદો કહાડીને ટ્રન્કમાં ભરવા લાગી. એક પેટી ઉઘાડતાં કાગળોની એક થોકડી ઉપર નજર પડી. એ અક્ષરો ઘણા જાણીતા હતા. એમાં કેટલીક સુખ દુઃખ, આશા અને દિલાસાની વાતો ભરેલી હતી! એજ પરિચિત સુંદર હસ્તાક્ષર! પત્રો, કેટલાક વિવાહની અગાઉ અને કેટલાક વિવાહ પછી, વિશ્વશરણના લખેલા હતા. લાવણ્યે એકે એકે એ પત્રો વાંચવા માંડયા. પહેલાંના પત્રોમાં કેટલી નમ્રતા, સજ્જનતા અને વિવેક! પછીના પત્રોમાં જરા પણ આડંબર વગર વિવાહનું માગું કરવામાં કેટલી સરળતા અને લાવણ્ય ઉપર કેટલો બધો વિશ્વાસ! પાછળના પત્રોમાં પણ કેવો અવ્યક્ત પ્રેમ અને વિશ્વાસ તથા ચિત્તની અગાધતા જણાઇ આવતાં હતાં! પત્રો વાંચતાં વાંચતાં ન્હાના બકુલ પુષ્પોની એક માળા ઉપર ત્હેની દૃષ્ટિ પડી. વિવાહ થઇ ગયા પછી સ્વલ્પભાષી તંત્રીએ

એ વિચારમાં ત્હેને આખી રાત ઉંઘ પણ ન આવી. સૂર્યોદયની પહેલાંજ આજ લાવણ્ય ઉઠીને ટપાલની રાહ જોવા લાગી. 'આજ સૂર્ય પણ ઘણો મોડો ઉગ્યો; સૂર્ય ઉગી ગયો તોપણ આજે ટપાલવાળાઓ કેમ આટલી બધી વાર લગાડે છે ? ઘડિયાળ આજ ઘણી સ્લો ચાલે છે.' એવા એવા વિચારો લાવણ્યને આવવા લાગ્યા. કેટલીએ વાર ઘરના નોકરો ટપાલ ઑફિસમાં જઇ આવ્યા. પણ હજુ ટપાલ વ્હેંચાવાની ઘણી વાર હતી. 'નોકર પોસ્ટ ઑફિસમાં ગયા વગર પાછો તો નહિ આવ્યો હોય ?' એમ શંકા લાવી તે એક નોકરની પાછળ બીજા નોકરને મોકલતી, આખરે એક નોકર ટપાલના કેટલાક કાગળો ટેબલ ઉપર મૂકી ગયો. લાવણ્ય ટપાલને હાથમાં લઇને બધા પત્રો ઉપર આંખ ફેરવી જવા લાગી. હા છે, છે એજ જાણીતા હસ્તાક્ષર ! ઘણી ઝડપમાં પત્ર ફોડવા ગઈ તોપણ પ્રેમવિહ્વળ અબળાને પત્ર ફોડતાં ઉલટી વધારે વાર લાગી. પત્રમાં થોડાંક બકુલનાં ફૂલ હતાં. અને એક કાગળના ટુકડા ઉપર રબરસ્ટામ્પમાં છાપ મારી હતી કે 'અગ્રાહ્ય ક્ષમાપ્રાર્થી ગૃહિણી સમ્પાદક.'

કેવા દારૂણ સમાચાર ! ત્હેની પ્રણય ભિક્ષાની આવી મશ્કરી ! હવે તો હદ આવી રહી ! પત્રમાં સ્વામીની પોતાની સહી પણ નહોતી, પોતાનું નામ સુદ્ધાન્ત નહોતું. કેવી ઉપેક્ષા. આજથી એ લાવણ્યની આગળ 'ગૃહિણી-સમ્પાદક' છે, સ્વામી નથી ! ઠીક ! જહેવી એમની મરજી. એ ઘરનું વાતાવરણ હવે લાવણ્યને અસહ્ય થઇ પડ્યું. ત્હેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. લાવણ્યનું દૃઢ ચિત્ત એથી દુર્બળ થવાને બદલે ઉલટું વધારે ઉશ્કેરાઇ ગયું. એ પોતાનો સરસામાન લઇને કલકત્તામાં એક સગાને ઘેર ચાલી ગઇ. થોડા દિવસ પછી ત્હેને એક ધનાઢ્ય કુટુંબમાં શિક્ષક તરીકે નોકરી મળી. હવે એણે પોતાનું નામ બદલીને ાતી રાખ્યું હતું.

પરદેશમાં સ્વદેશપ્રીતિ ઘણી ખીલી નીકળે છે. જે ગૃહસ્થોને દેશમાં આપણે ઓળખતા પણ ન હોઇએ, તેજ ગૃહસ્થ પરદેશમાં મળી આવતાં, ત્હેની સાથે મિત્રતા કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. લાવણ્યના પ્રસંગમાં પણ એવું બન્યું. એની પાસેનાજ બંગલામાં કલકત્તાથી હવા ખાવા આવેલું એક બીજું બંગાળી કુટુંબ વસતું હતું. એ કુટુંબમાં એક સન્નારી પણ હતી. ત્હેનું નામ પુણ્યપ્રભા હતું. એ લાવણ્યના જેટલીજ ઉમરની હતી, એટલે એ બન્ને જણાંનાં ઘણાંજ ગાઢાં સહીપણાં જામ્યાં. હજુ પણ લાવણ્યે ત્હેની આગળ પોતાનું ખરૂં નામ જણાવ્યું નહોતું. પુણ્યપ્રભા ત્હેને પ્રભાવતી નામથીજ ઓળખતી.

બન્નેના બંગલાની વચમાં એક મેદાન હતું. ત્યહાં લીલું ઘાસ છવાઈ રહ્યું હતું. એક દિવસ લાવણ્ય અને પુણ્યપ્રભા એ મેદાન ઉપર, સોન નદીના કિનારે ફરતાં ફરતાં, વિવિધ વિષયો ઉપર વાતો કરતાં હતાં. એ વખતે દિવસ આથમી ગયો હતો. સાંસારિક, રાજકીય, અનેક વિષયો ઉપર વાતચીત કર્યા પછી, સાહિત્ય સંબંધી વાત નીકળી. વર્તમાન સમયનાં માસિક પત્રોના ગુણ દોષની ચર્ચા ચાલી. માસિક સાહિત્યનું અવલોકન કરતી વખતે 'ગૃહિણી' નો ઉલ્લેખ ન થાય એ તો અસંભવિતજ હતું. 'ગૃહિણી' નો ઉલ્લેખ કરતાં કરતાં ત્હેના તંત્રીનો વિષય પણ નીકળ્યો. જે 'ગૃહિણી' એક સમયે લાવણ્યના હાથેજ લાલનપાલન પામેલું પ્યારૂં પનોતું પત્ર હતું. જ્હેના તંત્રી ત્હેના પરમ આરાધ્ય પતિદેવ હતા. ત્હેના સંબંધમાં તટસ્થપણે વાતચીત કરતાં લાવણ્યના મનમાં શું શું થઇ જતું હશે, ત્હેની વાંચકો કલ્પના કરી શકશે. પુણ્યપ્રભાએ આ સમયે લાવણ્યના મુખ તરફ દૃષ્ટિ કરી હોત તો ત્હેને ત્હેના અંતઃકરણનો ભાવ મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટપણે વ્યક્ત થઈ જાત. પણ સદ્‌ભાગ્યે અંધારૂં ગાઢું થયું હતું.

કેવી શરમની વાત! એની સાથે એક પ્રેમપત્ર હતો! ધિક્કાર છે એવા તંત્રીને! અજાણી લેખકને એવો પ્રેમપત્ર લખતાં એમની હિંમત કેમ ચાલી? ત્યહારથી મ્હેં ગૃહિણીમાં કવિતા મોકલવી બંધ કરી છે.'

લાવણ્યના હોઠ સુકાઇ ગયા. મ્હોડું ફીકું થઇ ગયું. મહા મહેનતે ઉંડો નિસાસો નાંખીને એણે કહ્યું 'હમણાં મ્હને એ પત્ર બતાવશો ?'

પુણ્યપ્રભા મનમાં ને મનમાં બોલી 'એ તો મ્હોટી આપદા.' પ્રકાશપણે લાવણ્યને કહ્યું 'શા માટે નહિ? ખોળી કહાડીને બતાવીશ. ક્યહાં પડ્યો હશે તે મ્હને ખબર નથી. એ દિવસે વાંચીને ક્યહાં મૂકી દીધો છે. તે યાદ નથી.' એમ કહીને એણે તીક્ષ્ણ દૃષ્ટિએ લાવણ્યના મ્હોં સ્હામું જોયું.

આ વખતે લાવણ્યના મનની સ્થિતિ એવી હતી કે આત્મ-સંવરણ કરી શકી નહિ. ત્હેણે ઘણા ઉદ્વેગ સાથે કહ્યું 'હમણાં ત્હમારે બંગલે આવું તો ત્હમે નહિ બતાવો?'

પુણ્યપ્રભા ફરીથી હસીને કહ્યું 'ઠીક ચાલો, ખોળી જોઇએ.'

પુણ્યપ્રભા લાવણ્યને પોતાના બંગલામાં લઇ ગઇ. એક મ્હોટો કેરોસીન લેમ્પ ધીમે ધીમે બળી રહ્યો હતો. પુણ્યપ્રભાએ ત્હેની બત્તી વધારી, ને એક સ્ટીલ ટૂંકમાંથી એક ન્હાની ઇસ્કોતરી બહાર કહાડી. ત્હેમાં કેટલાંક નાજુક ઘરેણાં, અને રેશમી દોરાથી બાંધેલું એક કાગળોનું બંડલ હતું. દોરી છોડી નાંખીને કાગળોના બંડલમાંથી એક પત્ર લાવણ્યના હાથમાં આપ્યો. પુણ્યપ્રભા ભૂલી ગઇ હતી કે થોડીકજ વાર ઉપર એણે કહ્યું હતું કે કાગળ ક્યહાં પડ્યો હશે ત્હેની મ્હને ખબર નથી. લાવણ્ય તો પોતાની ચિંતામાં વ્યગ્ર હતી. એટલે એણે તે બાબત લક્ષમાંજ લીધી નહિ. આટલો થોડો વિલંબ ત્હેને મનથી તો

આ તાજાકલમવાળો ભાગ લીલી પેનસિલથી લખેલો હતો. લખનાર ઘણી ઉતાવળમાં છે એ સ્પષ્ટ જણાઈ આવતું હતું. પણ એ ઉતાવળને લીધે સ્હેજ ભૂલ થઇ જવાથી કેવો મ્હોટો અનર્થ થઇ ગયો! લાવણ્ય એ પત્રને હૃદય સરસો ચાંપીને ઘણુંજ રોઈ. એ પત્રમાં સદાની માફક, સ્નેહપૂર્વક 'પ્રાણેશ્વરી' શબ્દથી સંબોધન કર્યું હતું. એ લાવણ્ય પાતને 'મ્હારા દેવતા' શબ્દથી પત્રમાં સંબોધન કરતી, અને વિશ્વશરણ ત્હેના બદલામાં પત્રમાં 'ત્હારો દેવતા' એ શબ્દોથી સહી કરતો. આ પત્રમાં પણ એજ ચિરપરિચિત શબ્દોમાં સ્વામીએ હસ્તાક્ષર કર્યા હતા. પત્રની દરેકેદરેક લીટીમાં કેટલો સ્નેહ, કેટલો વિશ્વાસ, કેટલી નિષ્ઠતા અને કેટલી સરળતા ભરેલી હતી! તુચ્છ અભિમાનને લીધે લાવણ્યે આ દોઢ વર્ષ સુધી કેટલું કષ્ટ પોતે વેઠયું હતું, તથા સ્વામીને વેઠાવ્યું હતું! ક્રોધથી લાલચોળ આંખ કરીને લાવણ્યે પુણ્યપ્રભાને કહ્યું 'ત્હેં આ પત્ર આટલા દિવસ બતાવ્યો કેમ નહિ? આ દોઢ વર્ષ સુધી મ્હેં જે મનોવેદના ભોગવી છે ત્હેનું કારણ તુંજ છે. મ્હારો આ કાગળ સંતાડી રાખવાનો ત્હને શો અધિકાર હતો?' પુણ્યપ્રભા તો અવાક્ થઇ ગઇ! પણ મનમાં ત્હેને એક જાતની મઝા પડી. મનમાં ને મનમાં ત્હેણે લાવણ્યને કહ્યું 'છિટ્! ત્હારી ચાલચલણ આવીજ છે કે?' લાવણ્ય વધારે વાતચીત કર્યા વગર એ પત્ર લઇને સીધી સ્ટેશન ઉપર ગઇ. ગૃહિણી ઑફિસને સરનામે 'અર્જન્ટ પ્રીપેડ' તાર મૂક્યો કે 'અધિપતિ હમણાં ક્યહાં છે?'

લાવણ્યના ચાલી ગયા પછી પુણ્યપ્રભા એકલી ખૂબ હસી અને ત્હેના મનમાં સંભવિત અસંભવિત અનેક કલ્પનાઓ કરવા લાગી.

રાતના બાર વાગી ગયા. લાવણ્યના બંગલામાં બધાં સૂઈ ગયાં હતાં. લાવણ્ય એકલી લેમ્પ આગળ બેસીને પોતાનો સરસામાન બાંધતી હતી. એટલામાં બહારથી કોઈ બોલાવવા લાગ્યું. બધાં જાગી ઉઠયાં.

વાર પછી શાન્ત થઇને લાવણ્યે પૂછ્યું 'દેવતા ! હું ક્ષમા માગવા આવી છું.'

વિશ્વશરણ બોલ્યો 'ક્ષમા શી બાબતની લાવણ્ય ? મ્હેં એક દિવસ પણ ત્હારા ઉપર ખોટું લગાડયું નથી. ગુસ્સે થયો હોઉં તો ક્ષમા કરૂં ને ?' ત્યહાર પછી પતિપત્નીએ દોઢ વર્ષના હૃદયના ઉભરા ખાલી કર્યા. બન્નેનો આવેગ શાન્ત થયા પછી લાવણ્યે કહ્યું 'તંત્રી મહાશય ! આવું તંત્રીપણું ફરીથી કરશો નહિ.' એમ કહીને ત્હેના હાથમાં બે પત્રો મૂક્યા. એક પરબીડીઆ ઉપર લાવણ્યનું સરનામું અને 'અગ્રાહ્ય' વાળો ગૃહિણી ઑફિસનો છાપેલો લેબલ હતો. બીજા પરબીડીઆમાં પુણ્યપ્રભાનું સરનામું અને એક કવિતા તથા પ્રેમપત્ર હતો. તંત્રી મહાશયે શરમના માર્યા નીચું જોયું. ગંભીર પ્રકૃતિના સંપાદક વિશ્વશરણ આજે બાળકની માફક હસ્યા, અને હસી હસીને પેટ દુઃખવા આવ્યું ત્યહારે લાવણ્યને કહ્યું 'લાવણ્ય, ખરેખાત શું મ્હેં આવો ઘોંટાળો કર્યો છે? પુણ્યપ્રભાનાં કવરમાં ત્હારો પત્ર મૂકી દીધો. અને એના કવર ઉપર લગાડવાનો 'ગૃહિણી' ઑફિસનો 'અગ્રાહ્ય' વાળો લેબલ, પુણ્યપ્રભાની કવિતાને બદલે ત્હારા કવર ઉપર લગાડી દીધો ?! આ તો ગજબ થઈ ગયો. એ તો ચાલો સારૂં થયું કે, સદ્‌ભાગ્યે ત્હારો અને પુણ્યપ્રભાનો મેળાપ થયો ! ચાલો, હવે આપણે પુણ્યપ્રભાને બધી વાતનો ખુલાસો કરીશું. અને આપણા ઉપર આટલો ઉપકાર કરવા બદલ ત્હેની કવિતાને 'ગૃહિણી'માં સ્થાન આપીશું.'



# (૭) ના, મ્હારે ત્હમારી દેવી નથી બનવું.

આઠ વર્ષની ઉમરમાં મ્હારૂં લગ્ન થઇ ગયું હતું. મનપસંદ પતિ મેળવવા માટે છોકરીઓ ઘણુંખરૂં શિવનું પૂજન કરે છે. મ્હેં પણ કર્યું હતું. પરન્તુ પૂર્વજન્મના પાપથી મનમાન્યો પતિ મળવા છતાં પણ મ્હને પૂરૂં સુખ ન મળ્યું. ભગવાન ત્રિલોચને મ્હારાં બન્ને લોચનો લઇ લીધાં. જીવનના અન્તકાલ સુધી મ્હારા સ્વામીને આંખભર જોવાનું સૌભાગ્ય ત્હેમણે મ્હને ન આપ્યું.

બાલ્યાવસ્થામાંથીજ મ્હારી અગ્નિપરીક્ષા આરંભ થઇ. સોળ વર્ષ પૂરાં થતાં ન થતામાં તો મ્હેં એક મરેલા બાળકને જન્મ આપ્યો. હું પોતે પણ મરતાં મરતાંજ બચી. જેના કર્મમાં આખી જીંદગી દુઃખજ ભોગવવાનું લખાયલું છે તે મરે ક્યેમ? જે દીપક બળવા-નોજ છે, ત્હેનું તેલ ખૂટતું નથી. આખી રાત બળ્યા પછીજ ત્હેને શાન્તિ મળે છે.

હું બચી તો ગઇ, પરન્તુ શરીરની અશક્તિ માનસિક કલેશ અથવા તો બીજા કોઇ કારણોને લીધે મ્હારી આંખ્યમાં પીડા થવા લાગી.

મ્હારા પતિ એ સમયે દાક્તરના કામનો અભ્યાસ કરતા હતા. નવી વિદ્યાના ઉત્સાહને લીધે, ઉપાય કરવાનો પ્રસંગ મળેલો જોઈ તે ઘણા ખુશી થયા. એ પોતેજ મ્હારી ચિકિત્સા કરવા લાગ્યા.

દીએરજી પણ એજ વર્ષમાં વકીલાતની પરીક્ષા પાસ કરવાને માટે કૉલેજમાં અભ્યાસ કરતા હતા. ત્હેમણે એક દિવસ આવીને મ્હારા પાતને કહ્યું "ત્હમે આ શું કરી રહ્યા છો? ભાભીની આં-

દાક્તરના ગયા પછી મ્હેં દીએરજીને કહ્યું " ભાઈ! હું ત્હમારે પગે પડીને કહું છું કે જે દવા ચાલી રહી છે ત્હેમાં ત્હમે હરકત ન કરશો."

ન્હાનપણથીજ હું દીએરજીથી બહુ બ્હીતી હતી. મ્હેં ઉઘાડીને આજ એટલી વાત કરી શકી એજ આશ્ચર્યની વાત થઈ. આટલું તો હું સારી રીત્યે સમજી ગઇ હતી કે તે મ્હારા પતિથી છુપાવીને દવા કરવા ચ્હાય છે, તેથી અન્તમાં મ્હને હાનિને બદલે લાભ થવાની આશા નથી.

દીએરજી મ્હારી હઠ જોઇ આશ્ચર્ય પામ્યા. થોડો સમય શાન્તિથી વિચાર કરી બોલ્યાઃ–" ઠીક છે, હવેથી હું દાક્તરને નહિ બોલાવું. પરન્તુ જે દવા મંગાવી છે તે તો સારી રીત્યે અજમાવી જોજે." દવા આવ્યા પછી તે ચોપડવાની રીત મ્હને બરોબર સમજાવીને તે ચાલ્યા ગયા. પતિના કૉલેજમાંથી પાછા આવતા પહેલાંજ મ્હેં શીશી, ડબ્બી, તથા આંખ્યમાં દવા પાડવાની કાચની નળી વિગેરેને ઘણી સાવધાની સાથે પછાડીના કૂવામાં ફેંકી દીધાં.

દીએરજીની જોડે તકરાર કર્યા પછી મ્હારા પતિ બમણા ઉત્સાહથી મ્હારી આંખ્યોની દવા કરવા લાગ્યા. સાંઝ સવાર દવા બદલવા લાગ્યા. આંખ્યો ઉપર પાટા બંધાવ્યા, ચશ્માં પહેરાવ્યાં. દવાનાં ટપકાં પાડવામાં આવ્યાં, ભુકી ભભરાવી. દુર્ગન્ધિત માંછલીનું તેલ પી પીને મ્હારા પેટનાં આંતરડાંઓ પણ બહાર નીકળવા આવ્યાં, પરન્તુ આ બધું મ્હેં સહન કર્યું.

સ્વામી પૂછતા " હવે આંખ્યોની શી હાલત છે?" હું કહેતી કે " હવે કાંઇક ઠીક છે." મ્હારા મનમાં પણ એમજ માનવાને પ્રયત્ન કરતી કે હું સાજી થતી જાઉં છું. જ્યહારે આંખ્યમાંથી પાણી વધારે ટપકતું ત્યહારે માનતી કે પાણી ટપકવું એ સારૂં ચિન્હ છે. જ્યહારે

જાણતી હતી. ત્હમે એમ જાણતા હશો કે નસ્તર મૂકાવવાની વાતથી હું ડરી જઇશ."

હવે ત્હેમનો સંકોચ જતો રહ્યો. ત્હેમણે કહ્યું:–" આંખમાં નસ્તર મૂકાવવાની વાત સાંભળી ડર ન પામે એવો પુરૂષોમાં પણ વીર કોણ છે?!"

મ્હેં મશ્કરીમાં કહ્યું:—" પુરૂષોનું વીરપણું–શૂરાતન તો સ્ત્રીઓનીજ પાસે છે."

સ્વામીએ તરત શરમાઇ જઇ એક નિઃશ્વાસ નાંખી કહ્યું:–" એ ઠીક છે. પુરૂષોની કુળદેવી અહંકારજ છે."

મ્હેં ત્હેમની મલિનતાને તરતજ હવામાં ઉડાડી દઇને ઉત્તર આપ્યો " અહંકારમાં પણ ત્હમે લોકો સ્ત્રીઓથી જીતો એમ છો કે? ત્ય્હાં પણ હમારોજ વિજય છે."

મ્હારા મંદવાડના દિવસોમાં દીઅેરજી એક વખત ફરીથી મ્હારી પાસે આવ્યા. મ્હેં એમને બોલાવી કહ્યું:—" ભાઈ, ત્હમારા દાક્તરની દવાથી આટલા દિવસ સુધી હું સારી હતી. પરન્તુ એક દિવસ ભૂલથી ખાવાની દવાને આંખ્યમાં ચોપડી એથી હવે હું જન્મભરને માટે આંખ્ય ખોવા બેઠી છું. ત્હમારા ભાઈ કહે છે કે નસ્તર મૂકાવવું પડશે.

દીઅેરજીએ કહ્યું કે " હું ધારતો હતો કે ત્હમારા પતિનીજ દવા ચાલે છે. એટલા માટે ગુસ્સે થઇને તો હું ત્હમારી પાસે પણ આવ્યો નહિ." મ્હેં કહ્યું:—" છાની માની હું દાક્તરનીજ દવા ચોપડતી હતી પણ એમને મ્હેં એ વાત જાણવા દીધી નથી."

હાય! સ્ત્રીનો જન્મ લઇને કેટલું જુઠું બોલવું પડે છે! દીઅેરજીનો જીવ દુભવવો પણ મ્હને ગમતું નહતું, અને સ્વામીના યશમાં હરકત નહિ કરવાની પણ મ્હારી ઇચ્છા હતી. મા બની ખોળામાંના

આંખ્યો ત્હમારે હાથે ગઈ એજ માત્ર મ્હને અન્ધાવસ્થામાં સુખ છે દિલાસો છે, જ્યહારે પૂજાનાં કમળ ખૂટી ગયાં ત્યહારે રામચંદ્રજી પોતાનાં નેત્રકમળ ઉખેડીને દેવતાને ચ્હડાવતા હતા. મ્હેં મ્હારી દૃષ્ટિ મ્હારા દેવતાને ચ્હડાવી દીધી. ત્હમારી નજરમાં કોઇ સારી ચીજ આવે ત્યહારે મ્હને કહેજો. ત્હમારા નેત્રોનો પ્રસાદ જાણી હું ત્હેને પાસે રાખીશ." આટલી બધી વાતો હું કહી શકતી નહોતી. મ્હોંમાંથી આટલી બધી વાત એક સાથે નીકળે પણ કેમ? ઘણા દિવસ મ્હેં એ વાતો વિચારી રાખી હતી. જ્યહારે કદાપિ ચિત્ત લીન થઇ જતું, ભક્તિનું તેજ ક્ષીણ થઇ જતું, જ્યહારે હું પોતાને દુઃખી અભાગિની સમજીને ક્લેશ કરતી, ત્યહારે હું પોતે મ્હારા મનને એજ રીત્યે સમજાવ્યા કરતી. એ શાન્તિ, એજ ભક્તિનો આશ્રય લઇ મ્હારા આત્માને એ દુઃખની અવસ્થામાં પણ ઉંચો કરવાને પ્રયત્ન કરતી. આજ કાંઈક કહીને, કાંઈક ચૂપ રહીને, કોઇ પણ પ્રકારે મ્હેં મ્હારો ભાવ પતિને સમજાવી દીધો.

ત્હેમણે કહ્યું "મૂર્ખતાથી મ્હેં ત્હારૂં જે નુકશાન કર્યું છે તે તો લાવી શકાય એમ નથી. બનશે ત્યહાં સુધી, આંખ્યની ખોટ પૂરી પાડવા, હું ત્હારી પાસે ને પાસેજ રહીશ.'

મ્હેં કહ્યું:—" એ વાત ઠીક નહિ. મ્હારે માટે ત્હમે ત્હમારા ઘરને આંધળાંની ઇસ્પીતાલ બનાવો એવું કાંઇ હું કોઈ દિવસ બનવા દેઉં નાહ. ત્હમારે ફરીથી લગ્ન કરવું પડશે."

ફરીથી લગ્ન કરવું આવશ્યક છે એમ વિસ્તારપૂર્વક કહેતાં મ્હારૂં ગળું રૂંધાવા લાગ્યું. ઉધરસ ખાઇને ગળું સાફ કરીને આગળ બોલવા જતી હતી, એટલામાં મ્હારા પતિ મ્હોટા વેગથી બોલી ઉઠયા "હું મૂઢ છું, હું અહંકારી છું, પરન્તુ હું નીચ નથી. મ્હેં મ્હારે હાથે ત્હેને આંધળી કરી, અને પછી હુંજ ત્હેને છોડી દઇને બીજી વાર

દહાડો આત્માની ને મ્હારી વચ્ચે તકરાર ચાલી. આટલા ભારે શપથથી બંધાયા પછી પતિ બીજીવાર લગ્ન નહિ કરી શકે એ આનન્દે મ્હારા મનને પતિની સાથે બાંધી દીધું. હું ત્હેમની પાસેથી મનને કદાપિ છોડવી ન શકી.

મ્હારા પ્રેમી પતિ, દાસીઓને રોકીને મ્હારૂં બધું કામ પોતે જ કરવા લાગતા. આથી ન્હાનો ન્હાની બાબતોમાં પણ પતિ ઉપર આધાર રાખવો પડતો. પરન્તુ મ્હારાથી શું થાય એમ હતું? પતિ હમેશ પાસે છે એ જાણીને મ્હને ઘણું સુખ મળતું. આંખ્યોથી ત્હેમને જોઈ શકતી નહોતી તેથી ત્હેમને પાસે રાખવાની ઇચ્છા દિન પ્રતિદિન વધતી ગઈ. જો એ ઘણા વખત સુધી કામસર બહાર રહેતા તો મ્હને એમ લાગતું કે જાણે હું આકાશમાં લટકી રહી છું, જાણે હું કોઈ ચીજને પકડી જ શકતી નથી, મ્હેં મ્હારો આધાર ખોયો છે. પહેલાં જ્યહારે પતિને કૉલેજમાંથી આવતાં વાર લાગતી, ત્યહારે ખડકીનું બારણું સ્હેજ ઉઘાડી જોયા કરતી. જે જગતમાં એ ફરતા, એ જગતને હું મ્હારા નેત્રો સાથે બાંધી રાખતી હતી. પણ હવે મ્હારૂં દૃષ્ટિરહિત શરીર એમની શોધ કરવા લાગ્યું. ત્હેમની સૃષ્ટિ સાથે જે પુલદ્વારા જોડાયલી હતી તે પુલ હવે તૂટી ગયો છે. હવે ત્હેની અને મ્હારી વચ્ચે અપાર અન્ધકાર છે. હવે હું નિરૂપાય થઈ વ્યાકુલતાથી જોઉં છું કે પેલી પારથી મ્હારી પાસે એ ક્યહારે આવી પહોંચશે એ જ કારણથી જો એ મ્હને છોડીને ક્ષણભર પણ કાંઈ બહાર જાય છે તો મ્હારૂં આખું આંધળું શરીર પણ ત્હેમને ઉઠીને પકડી લેવાની ઇચ્છા રાખે છે અને હાહાકાર કરીને ત્હેમને બોલાવવા લાગે છે.

પરન્તુ આટલી અભિલાષા સારી હતી. એક તો મૂળથી જ પતિના ઉપર સ્ત્રીનો બોજો ઘણો હોય છે. તેમાં વળી અંધાવસ્થાનો ભારે બોજો પણ ત્હેમના જ ઉપર નાંખવો એ ઘણું જ ખરાબ છે.

આંખ્યો હતી, ત્ય્હારે બધી ભાવનાઓને દૂર કરીને નગરની શોભા મ્હને ઘેરી લેતી હતી. જ્ય્હારે આંખ્યો જતી રહી ત્ય્હારે મ્હેં જાણ્યું કે નગર તો આંખ્યોને ફોસલાવનારી વસ્તુ છે. મનને તૃપ્ત કરવાની શક્તિ એમાં નથી. નેત્રોનો નાશ થતાં જ મ્હને બાલ્યાવસ્થાના ગામનું સ્મરણ, સંતાતા નક્ષત્રની જ્યોતિની માફક, મ્હારા મનમાં ચમકી ઉઠ્યું.

માર્ગશીર્ષ માસના અન્તમાં હમે હમારે ગામ ગયાં. નવો દેશ, ચારે તરફ કેવો લાગતો હતો તે હું જોઇ શકી નહિ. પરન્તુ બાળપણના અનુભવે મ્હારા બધા અંગને ઘેરી લીધું. ઝાકળથી ભીંજાયલા, નવા વાવેતરવાળા, ખેતરનો પ્રાતઃકાળનો વાયુ, ત્હેમાંથી આવતી મીઠી સૌરભ, ખેડૂતોનાં ગીત, એ સર્વજ માત્ર નહિ પરન્તુ ટૂટેલી સડક ઉપર કડડડ કરી ચાલનારી બળદ ગાડીનો અવાજ પણ મ્હને આનંદ આપવા લાગ્યો. મ્હારી બાલ્યાવસ્થામાં જોયેલી વાતો મ્હને પ્રત્યક્ષ થતી હોય એમ ચારે તરફ લાગવા લાગ્યું. સ્હવારથી તે સ્હાંજ સુધી જે ચીજો હું જોયા કરતી હતી તે બધી મ્હને પુનઃ દેખાવા લાગી.

એટલી વાત તો અવસ્ય માનવી પડે છે કે નગરોમાં રહેવાથી મનુષ્યોની બુદ્ધિમાં કેટલાક વિકાર થાય છે. ધર્મ, કર્મ, શ્રદ્ધા, ભક્તિ, કોઈ પણ વસ્તુમાં નિર્મળતા ને સરળતા નથી રહેતી. મ્હને યાદ છે કે આંધળી થયા પછી એક દિવસે મ્હારી પડોશની એક બહેનપણીએ આવી મ્હને કહ્યું હતું કે “ અલી ત્હને ક્રોધ નથી આવતો ? હું તો એવા ધણીનું મ્હોં પણ ન જોઉં.” મ્હેં ઉત્તર આપ્યો “ બ્હેન ! મ્હોં જોવું તો બંધજ થઈ ગયું છે. એટલા માટે તો આંખ્યો ઉપર ક્રોધ આવે છે. સ્વામી ઉપર ક્રોધ કરવાથી શું થાય ?’ યોગ્ય સમયે એ દાક્તરને બોલાવવું ભૂલી ગયા એટલા માટે લલિતા મ્હારા પતિના

કેટલાક દિવસ સારી રીતે વ્યતીત થયા. મ્હારા પતિનો દાક્તરનો ધંધો પણ જામવા લાગ્યો. હાથમાં કાંઇક પૈસા પણ આવ્યા. પરન્તુ ધન સારી વસ્તુ નથી. એથીજ મન બગડી જાય છે. જ્યહારે મન રાજ્ય કરે છે ત્ય્હારે તે પોતાનાજ સુખ તરફ ધ્યાન રાખે છે. પરન્તુ જ્યહારે ધન સુખ મેળવવાનો યત્ન કરે છે, ત્યહારે મનને માટે બીજું કાંઇ કામ રહેતું નથી. મનનું માનેલું સુખ જ્યહાં રહેતું હતું, ત્ય્હાં પ્રથમ તો વિલાસની સામગ્રીઓ લાંબા પગ કરીને બેસી જાય છે. સુખને બદલે પછી એ વિલાસ સામગ્રીઓજ મળે છે.

કોઇ ખાસ વાત કે ઘટનાનો હું ઉલ્લેખ કરતી નથી. પરન્તુ આંધળા માણસોને અનુભવ શક્તિ વધારે હોય છે તેથી, અથવા તો કોઇ બીજાજ કારણને લીધે, ધન વધતું જવાની સાથે મ્હારા પતિના સ્વભાવમાં ફેરફાર થતો હતો એ હું સારી રીત્યે સમજવા લાગી. તરૂણ અવસ્થામાં અન્યાય, ધર્મ કે અધર્મ આદિ વિષયોનો સ્વામીને ઘણો વિચાર હતો. તે હવે દિનપ્રતિદિન ઓછો થવા લાગ્યો. પહેલાં એ કોઇ કોઇ દિવસ કહેતા તે મ્હને યાદ છે કે “હું દાક્તરનું કામ કેવલ જીવિકાને માટેજ નથી શીખતો. એથી અનેક ગરીબ દુઃખીઓને ઉપકાર પણ કરી શકીશ.” જે દાક્તરો મરવાની અણી ઉપર આવેલા દરિદ્ર દરદીના દ્વાર ઉપર આવી વગર પૈસે નાડી પણ નથી જોતા, એવાઓની વાત કરતી વખત તિરસ્કારથી મ્હારા પતિની વાત બંધ થઇ જતી હતી. હવે હું જાણી ગઇ કે એ દિવસો રહ્યા નથી. પોતાના એકના એક છોકરાની પ્રાણરક્ષાને માટે એક સ્ત્રી ત્હેમને પગે પડી હતી. પરન્તુ ત્હેમણે કાંઇ પરવા ન કરી. આખરે મ્હેં એમને મ્હારા ગળાના સોગન ખવરાવીને ત્હેને ઘેર મોકલ્યા. એ ગયા તો ખરા, પણ ન ગયા જેવા. ખરા દીલથી કામ ન કર્યું. જ્યહારે હમારી પાસે થોડું ધન હતું. ત્ય્હારે પતિ પોતાની આંખ્યે શું જોતા હતા તે હું જાણું

ે દિવસે, સ્હવારે એક વૃદ્ધ મુસલમાન ત્હેની છોકરીની દવાને માટે
.લાવવા મ્હારા પતિ પાસે આવ્યો. એ છોકરીને કોલેરાનો રોગ
યો હતો. એ શું કહેતો હતો એ હું છાનીમાની સાંભળતી હતી.
ણે કહ્યું 'દાક્તર સાહેબ! હું બહુ ગરીબ છું. ત્હમે મ્હારૂં કામ
રો. અલ્લાહ ત્હમારા ઉપર ખુશી થશે. ત્હમારૂં ભલું કરશે.'

મ્હારા પતિએ ઉત્તર આપ્યો "અલ્લાહના કરવાથી મ્હારૂં પૂરૂં
ાય નહિ, મ્હારૂં કાંઇ રંધાય નહિ. તું શું કરીશ એ કહેને?" એ
ાંભળીને જ હું વિચાર કરવા લાગી. 'ઇશ્વિરે મ્હને આંધળી કરી
ની સાથે ને સાથે જ બહેરી પણ શું કામ ન કરી દીધી?' તે
સલમાન લાંબો દીર્ઘ નિઃશ્વાસ નાંખી 'યા અલ્લાહ' કરી ઉઠી ચા-
તો થયો. મ્હેં તરત મ્હારા મેડાના પાછલા બારણેથી ત્હેને બોલા-
ને કહ્યું "કાકા, ત્હમારી છોકરીના ઉપાયને માટે હું ત્હમને થોડુંક
ર્ચ આપું છું. મ્હારા પતિનું મંગળ ઇચ્છીને જાઓ. અને આ
સામાંથી પડોશના હરિશ્ચન્દ્ર દાક્તરને બોલાવી જાઓ."

એ આખો દિવસ મ્હને અન્ન ન ભાવ્યું. સ્વામી બીજે પહોર
ત્રમાંથી જાગી ઉઠી પૂછવા લાગ્યા "આજ તું કેમ દીલગીર દેખાય
?" મ્હારા મ્હોંમાંથી ઉત્તર નીકળવા જતો હતો. 'કંઈ નહિ એ
;' પરન્તુ છલ કરવાનો સમય હવે રહ્યો નથી. મ્હેં સ્પષ્ટ કહી
ધું કે "ઘણી વખત હું ત્હમને આ વાત કરવા ધારતી હતી, પરન્તુ
તાં મ્હારી જીભ ઉપડતી નહોતી. મ્હારા મનની વાત હું ત્હમને
મજાવી શકીશ કે નહિ તે તો હું નથી જાણતી પરન્તુ ત્હમે એટલું
જરૂર સમજી શકો છો કે જેવી રીત્યે આપણે બન્નેએ સાથે મ-
ાને જીવનયાત્રા શરૂ કરી હતી તેવો વખત આજ નથી."

સ્વામીએ હસીને કહ્યું "ફેરફાર થવો, પરિવર્તન થવું એ તો
ગતનો નિયમ છે." મ્હેં કહ્યું "રૂપીઆ, પૈસા, રૂપ, યૌવન એ

છયું "ફોઇબા એ બિચારી આંખ્યોથી લાચાર છે. કોઇ માણસ આખો દિવસ ત્હેની પાસે રહી સેવા ચાકરી કરે તો હું નિશ્ચિન્ત થાઉં."

હું નવી નવી આંધળી થઇ એવામાં જો આ વાત કહી હોત તો તે મ્હારા સમજવામાં પણ આવત. પરન્તુ હવે આંખ્યો નહિ હોવાથી ઘરનું કામ શું બગડતું હતું તે હું સમજી નહિ. પરન્તુ મ્હેં કશુંએ ન કહ્યું. એ સમયે હું ચૂપ જ રહી. ફોઇજી કહેવા લાગી. "એની ક્યહાં ખોટ છે? મ્હારા જ ગામમાં અને મ્હારા જ સગામાં એક છોકરી છે. એ જેવી રૂપાળી છે તેવી જ સ્વભાવમાં પણ ગરીબ છે. જાણે લક્ષ્મીની જ મૂર્તિ છે. અત્યાર સુધી કોઈ સારૂં ઘર નહિ મળવાથી એ કુંવારી રહી છે. નહિ તો લગ્ન કરવા લાયક તો ક્યહારનીએ થઈ ગઇ છે. અને આપણે ત્યહાં ન્હાની છોકરીનું કામ નહિ. ત્હને જોઇને તો લોકો ખુશીથી પરણાવશે."

મ્હારા પતિ ચોંકીને બોલી ઉઠયા "પરણવાની વાત કોણ કરે છે?" ફોઇજી કહેવા લાગ્યાં:—"વાહ વાહ, લગ્ન નહિ કરે તો કોઇ સારા ઘરની છોકરી એમને એમ ત્હારે ત્યહાં આવીને ઘર માંડશે."

વાત તો ઠીક કહી. મ્હારા પતિ કે હું એની વિરૂદ્ધ કાંઈ ન કહી શક્યાં.

મ્હારી આંખ્યો બંધ કરી અનન્ત અન્ધકારમાં એકલી ઉભી રહી. આકાશ તરફ મ્હોં કરી હું પોકારવા લાગી "હે ભગવાન! મ્હારા પતિની રક્ષા કરો."

આજ અરસામાં એક દિવસ સ્હવારમાં જ્યહારે હું પૂજા કરવા બ્હાર આવી ત્યહારે ફોઇજીએ મ્હને બોલાવીને કહ્યું:—"વહુ, જે છોકરીની વાત હું એ દિવસે કરતી હતી તે છોકરીનો દાદો એને લઇને ગામ જતો હતો; મ્હેં બહુ જ વિનંતિ કરીને ચાર પાંચ

"જોઇ રહ્યાં છો ?!" એમ કહી તે પુનઃ હસવા લાગી અને બોલી "શું, હું ત્હમારી વાડીની ભાજી બાજી છું કે હાથ ફેરવીને જુઓ છો કે કેટલી વધી ગઇ ?"

હવે મ્હને લાગ્યું કે હું આંધળી છું એ ચમ્પા જાણતી નથી. મ્હેં કહ્યું "બ્હેન, હું આંધળી છું. ત્હને આંખ્યોથી જોઇ શકતી નથી," મ્હારી વાત સાંભળીને ત્હેને ઘણું આશ્ચર્ય થયું. શાન્તિથી કેટલોક વખત સુધી એ કાંઈ વિચારવા લાગી. હું સારી રીત્યે સમજી ગઇ કે એ ત્હેના કુતુહલી અને નવાં મ્હોટાં નેત્રોથી મ્હારી દૃષ્ટિહીન આંખ્યો અને મ્હોંને ઘણા ધ્યાનપૂર્વક નિહાળી રહી છે. થોડાક સમય પછી એ બોલીઃ—"હા, એટલા માટે ત્હમે કાકીને અહિંઆં બોલાવ્યાં છે. ખરૂં ને ?" મ્હેં કહ્યું "મ્હેં ફોઇજીને બોલાવ્યાં નથી એ તો એમની મેળે જ આવ્યાં છે."

ચમ્પા ફરીથી હસવા લાગી અને બોલી "ત્યહારે તો ત્હમારા ઉપર કૃપા કરીને આવી છે. જો એમજ હશે તો એ દયામયી દેવી જલદી જતી રહેશે નહિ. પરન્તુ દાદાજી મ્હને અહિંઆં શું કામ લાવ્યા?"

બરોબર એજ વખતે ફોઇજી ત્યહાં આવી પહોંચ્યાં. અત્યહાર સુધી એ મ્હારા પતિની સાથે વાત કરી રહ્યાં હતાં. એમના ત્યહાં આવતાં વાંતજ ચમ્પા બોલી ઉઠી "કાકી, હું તો હવે ઘેર જઇશ, હું ઘેર કેટલા દિવસમાં જવા પામીશ એ કહો."

ફોઇજી કહેવા લાગ્યાં. "અલી આવે તો વાર થઇ નથી એટલામાં ઘેર જવાની ફીકર પડી છે ! આવી ચંચળ છોકરી મ્હેં કોઈ દહાડો જોઇ નથી."

ચમ્પાઃ—"કાકી મ્હને એમ લાગે છે કે ત્હમે તો અહિંથી ખસશોજ નહિ. ત્હમારૂં તો આ ઘર છે, ચ્હાઓ એટલા દિવસ રહો. પણ હું તો નહિ રહું. પહેલેથી કહી દેઉં છું."

પાસેનું કોઇ બોલાવવા આવે છે તો ઉતાવળથી કામ કરી જલદી પાછા આવે છે. પહેલાં જ્યહારે કામમાંથી ફુરસદ મળતી ત્યહારે બપોરે ભોજન અને નિદ્રાને માટેજ એ અન્દર આવતા હતા. હવે ફોઇજી પણ એમને ઘડી ઘડી બોલાવવા લાગ્યાં. એ પણ વગર કામે ત્હેમની ખબર કહાડવા આવતા. ફોઇજી જ્યહારે ઘાંટો પાડીને બોલાવતાં કે "ચમ્પા, મ્હારો પાન સોપારીનો વાટવો લાવ્ય તો." ત્યહારેજ હું સમજી જતી કે મ્હારા પતિ પણ ત્હેમની પાસે છે.

પહેલાં એક બે દિવસ તો ચમ્પાએ ત્હેમનું કહ્યું માન્યું. પછી તો ફોઇજી બોલાવી બોલાવીને ઘાંટો બેસાડી નાંખતાં તોપણ ચમ્પા પોતાની જગ્યાથી ઉઠતી નહિ. ફોઇજી બુમ મારતાં 'ચમ્પા ચમ્પા' પણ એ તો બહુ ભયભીત થઇ મ્હારા દેહને વળગી રહેતી. એક પ્રકારની શંકા અને વિષાદે ત્હેને ઘેરી હતી. ત્યહાર પછી ભૂલથી પણ એ કદાપિ મ્હને મ્હારા પતિની વાત નહોતી પૂછતી.

એટલામાં એક દિવસ દિયેરજી મ્હને જોવા આવ્યા. હું જાણતી હતી કે ત્હેમની દૃષ્ટિ બહુ તીક્ષ્ણ છે. કઈ તરફનો પવન વાઈ રહ્યો છે એ વાત ત્હેમનાથી છાની નહોતી રહી શકતી. દિયેરજી ઘણા સૂક્ષ્મ વિચારવાળા હતા. એક તલમાત્ર અન્યાય પણ ત્હેમનાથી સહન થઈ શકતો નહતો. ત્હેમનીજ સ્હામે મ્હારા પતિને અપરાધીની માફક ઉભું રહેવું પડશે એજ મ્હને મ્હોટી બ્હીક હતી. મ્હેં અસાધારણ પ્રફુલ્લતાથી બધી વાતનો ઢાંકપીછોડો કર્યો. ઘણી નવી વાતો બનાવીને, ગપાટા મારીને ત્હેમની આંખ્યમાં ધૂળ નાંખવાનો હું પ્રયત્ન કરવા લાગી. પરન્તુ એ કામ મ્હારે માટે અસમ્ભવિત હતું. તેથી પકડાઈ જવાનો સંદેહ વધારે રહેતો. પરન્તુ સદ્‌ભાગ્યે દિયેરજી વધારે દિવસ રહ્યા નહિ. મ્હારા પતિ એટલી બધી અસ્થિરતા બતાવવા લાગ્યા કે દિયેરજી ત્હેમનો ભાવ સ્પષ્ટ જાણી ગયા. દિયેરજી એ બધું

લાગી. સન્ધ્યાકાળ પહેલાંજ કાંઇક વિચાર કરીને એ મ્હારા પલંગમાં આવીને સુઈ રહી હતી ત્હેની મ્હને ખબરજ નહોતી. ત્હેણે મ્હને કાંઇ પૂછ્યું નહિ. મ્હેં કાંઇ કહ્યું પણ નહિ. ધીમે ધીમે એ ત્હેનો શીતલ હાથ મ્હારા લલાટ ઉપર ફેરવતી રહી. તેથી કઇ વખતે મેઘગર્જના અને મુસળધાર વર્ષાદની સાથે આંધી આવી તે મ્હને ખબર પડી નહિ. પરન્તુ ઘણાક દિવસો પછી એક કોમળ શાન્તિ આવી મ્હારા બળતા હૃદયને શીતળ કરવા લાગી.

બીજે દિવસે ચમ્પા ફોઇજીને કહેવા લાગી. "કાકી, ત્હમે ઘેર આવતાં હો તો ચાલો. નહિ તો હું તો એક બીજરમાનીયાને સાથે લઇને જઇશ." ફોઇજીએ કહ્યું:—"શી ઉતાવળ પડી છે? કાલ હું પણ ઘેર આવીશ. જો ચમ્પા, ભાઇ ત્હારે માટે એ કેવી સરસ મોતીની વાળી લાવ્યો છે!" ફોઇજીએ વાળી ઘણા ગર્વપૂર્વક ચમ્પાના હાથમાં મૂકી. ચમ્પાએ ઉત્તર વાળ્યોઃ—કાકી, જુઓ હું કેવું સરસ નિશાન તાકી જાણું છું!" એમ કહી તરતજ બારણામાંથી ઘરની બહાર પાસેના તળાવમાં વાળી ફેંકી દીધી. ફોઇજીના હૃદયમાં ક્રોધ, દુઃખ અને વિસ્મય વ્યાપી રહ્યો. એ મ્હારો હાથ પકડી વારંવાર કહેવા લાગ્યાં "વહુ, ન્હાનપણની વાત મ્હારા ભત્રીજાને સંભારે તો મ્હારા ગળાના સોગંદ." મ્હેં કહ્યું:—"મ્હારે શું કામ કહેવું પડે? હું કદાપિ એ વાત નહિ સંભારૂં."

બીજે દિવસે જતી વખત ચમ્પા મ્હને બાઝી પડી કહેવા લાગી. "બ્હેન, મ્હને ભૂલીશ નહિ." વારંવાર ત્હેના મુખારવિન્દ ઉપર હાથ ફેરવી મ્હેં કહ્યું "બહેન, આંધળાં માણસો કોઈ વાત ભૂલતાં નથી. મ્હને તો કોઇ બીજી વસ્તુનો આધારજ નથી. મનમાં ને મનમાં ચુમાઇને બેશી રહેવાનું છે." એમ કહી મ્હેં ત્હેના લલાટ ઉપર ચુમ્બન કર્યું; ત્હેના કેશો ઉપર મ્હારાં આંસુની ધારા વહેવા લાગી.

આજ બહાર શેની તૈયારીઓ થઇ રહી છે? દાક્તર સાહેબ બહાર જાય છે.” શા કામની પેરવીઓ ચાલી રહી છે એ તો મ્હેં પણ જાણી લીધું હતું. મ્હારા ભાગ્યરૂપી આકાશમાં આંધીના પહેલાંની નિસ્તબ્ધતા, અને ત્હેના અન્તમાં પ્રલયનો ભાગ્યોતુટયો મેઘ આવી એકઠો થયો હતો. સંહારકારી શિવ મુંગે મ્હોંએ આંગળીના ઇશારાથી પોતાની સઘળી પ્રલયશક્તિને મ્હારા ઉપર એકઠી કરી રહ્યા હતા. એ બધું મ્હેં જાણી લીધું હતું. તોપણ દાસીને મ્હેં કહ્યું, “મ્હને તો એ વાતની કાંઈ ખબર નથી.” બીજો પ્રશ્ન કરવાનું સાહસ નહિ કરતાં ઉંડો નિશ્વાસ નાંખી એ ત્હાંથી ચાલી ગઇ.

મોડી રાત ગયા પછી મ્હારા સ્વામી પાસે આવી કહેવા લાગ્યા. “ઘણે દૂરની એક જગ્યાથી મ્હને બોલાવ્યો છે. કાલ સ્હવારે હું મુસાફરીએ નીકળીશ. સંભવ છે કે બે ત્રણ દિવસનો વિલંબ પણ થઇ જાય.” શય્યામાંથી ઉઠી મ્હેં કહ્યું “જુઠું શું કામ બોલો છો?”

મ્હારા પાત ધ્રુજતા ધ્રુજતા અસ્પષ્ટ સ્વરે બોલ્યા “મ્હેં શું જુઠું કહ્યું?” હું બોલી, “ત્હમે લગ્ન કરવા જાઓ છો.”

એ ચુપ રહ્યા. હું પણ ચુપાચુપ ઉભી રહી. કેટલોક વખત સુધી ઓરડામાં કોઇ પણ પ્રકારનો શબ્દ ન થયો. આખરે મ્હેં પૂછ્યું “કાંઇ તો ઉત્તર ઘો. કહો હું પરણવા જાઉં છું.” ત્હેમણે પ્રતિધ્વનિ માફક ઉત્તર આપ્યો “હા, હું પરણવા જાઉં છું.” મ્હેં કહ્યું “ના, ત્હમે નહિ જઇ શકો. હું ત્હમને આ મહા આપત્તિમાંથી, આ મહા પાપમાંથી બચાવીશ. જો મ્હારાથી એટલું પણ ન બન્યું તો હું સ્ત્રી શા કામની?!! મ્હેં આટલું શિવપૂજન શું કામ કર્યું છે?!”

વળી થોડા સમય સુધી શૂન્ય શાન્તિ છવાઇ રહી. ભૂમિ ઉપર પડીં જઇ મ્હારા પતિના ચરણોને વળગી પડી મ્હેં કહ્યું “મ્હેં ત્હમારો શો અપરાધ કર્યો છે? બીજી સ્ત્રી કરવાનું ત્હમારે શું પ્રયોજન છે? મ્હારા ગળાના સોગંદ ત્હમે સત્ય કહો.”

બમાં તો ગમે તેમ થાય પરન્તુ ત્હેમની પાસે પાપ ન કરાવીશ." રાત વીતી ગઈ. તે પછીના બીજે દિવસે મ્હેં પણ આસન છોડ્યું. આ અનિદ્રા અને અનાહારની સ્થિતિમાં મ્હારામાં બળ ક્યહાંથી આવ્યું તે હું જાણતી નથી. મૂર્તિની આગળ હું પણ મૂર્તિ બની બેસી રહી.

સન્ધ્યાકાળના સમયે બહારથી બારણાંને કોઇ ધક્કા મારવા લાગ્યું. અને આખરે દ્વારને તોડીને અંદર આવ્યું. હું એ વખતે પુનઃ અચેતન થઇ પડી ગઇ.

જ્યહારે મ્હારી મૂર્ચ્છા બન્ધ થઇ ત્યહારે કોઇએ મ્હને બ્હેન કહી બોલાવી. મ્હેં જોયું તો ચમ્પા મ્હારા ખોળામાં બેઠી છે. માથું હલાવતાં મ્હને ત્હેનું લગ્નનું નવું વસ્ત્ર અડકી ગયું. હાય ! જગદીશ્વર, મ્હારી વિનતિ ત્હેં ન સાંભળી ?! મ્હારા સ્વામીનું પતન થઇ જ ગયું ?!

ચમ્પાએ માથું નમાવી કહ્યું 'બ્હેન, ત્હમારી આશિષ લેવા આવી છું.'

સાંભળતાં જ હું ગભરાઇ ગઇ. એક પળ સ્તબ્ધ રહ્યા પછી જવાબ આપ્યો "બ્હેન, ત્હને આશીર્વાદ શું કામ ન આપું ? ત્હારો શો અપરાધ છે ?"

ચમ્પા ત્હેના મધુર સ્વરથી હાસ્ય કરી બોલી "અપરાધ ?! ત્હમે લગ્ન કર્યું તેમાં તો કાંઇ અપરાધ નહિ અને મ્હારૂં લગ્ન થતામાં જ અપરાધ થઈ ગયો ?"

હું પણ ચમ્પાને બાઝી પડી અને મનમાં ને મનમાં કહેવા લાગી "જગદીશ, ત્હારી ઇચ્છાનો અન્ત ક્યહાં છે ?! ઠીક, જે ઘા લાગ્યો છે તે મ્હારા શિર ઉપર જ લાગ્યો છે. હું મ્હારા હૃદયમાં, જ્યહાં મ્હારો ધર્મ અને વિશ્વાસ નિવાસ કરે છે ત્યહાં ઘા નહિ લાગવા દઉં. જેવી હતી તેવી જ હું બની રહીશ." ચમ્પાએ મ્હારે પગે પડી, પગની રજ ત્હેના માથા ઉપર મૂકી. મ્હેં કહ્યું "ત્હારૂં સૌભાગ્ય ચિરંજીવ રહો. તું જીવન પર્યન્ત સુખ ભોગવતી રહેજે, બ્હેન."

અધોગતિના માર્ગે જતો હતો. જ્યહારે હું અહિંઆંથી નીકળ્યો, ત્યહારે મ્હારા હૃદય ઉપર કેટલો અખત્યાર વધ્યો હતો તે અંતર્યામી ભગવાન જ જાણે છે. પરન્તુ ચમ્પાના ગામ આગળ પહોંચતાં જ મ્હેં સાંભળ્યું કે એક દિવસ પહેલાં જ ચમ્પાનું લગ્ન ભાઇ સાથે થઈ ગયું હતું. મ્હને કેટલી બધી શરમ આવી. પણ સાથે આનંદ પણ કેટલો થયો એ હું વર્ણવી નથી શકતો. હવે મ્હને નિશ્ચય થયો કે ત્હને છોડવાથી મ્હને કદાપિ સુખ મળવાનું નથી. વ્હાલી, હું સદાને માટે હું ત્હારો છું. તું જ મ્હારી દેવી છે."

મ્હેં મન્દ હાસ્ય કરી કહ્યું "**ના, વ્હાલા, મ્હારે ત્હમારી દેવી નથી બનવું.** હું ત્હમારી સાધારણ સ્ત્રી બનીને જ રહીશ. એમાં જ મ્હને સંતોષ અને સુખ છે." પતિએ કહ્યું "મ્હારી એક વિનંતિ ત્હારે પણ માનવી પડશે. દેવતા કહી હવે તું મ્હને વધારે લજ્જીત ન કરીશ."

બીજે દિવસે વાજાં નગારાંથી મ્હોલ્લો ગાજી ઉઠયો. બધા લોકો આનન્દ માનવા લાગ્યા. હમારે ત્યહાં મ્હોલ્લામાં ધામધુમ મચી રહી. પરન્તુ બિચારા મ્હારા પતિની દુર્ગતિ વધી પડી. ચમ્પા પ્રસંગ મળતાં નવી નવી રીત્યે જેઠને છેડતી હતી–મસ્કરી કરતી હતી. પરિહાસ થવાના ભયથી જ્યહાં સુધી એ હમારા ઘરમાં રહી ત્યહાં સુધી ત્હેમને ઘરમાં આવવું પણ કઠિન થઇ પડયું. પરન્તુ બીજા કોઇએ ભૂલથી પણ, એ ક્યહાં ગયા હતા ત્હેનો ઉલ્લેખ ન કર્યો.

દીએરજી હમારી સાથે થોડા દિવસ અપૂર્વ આનંદમાં ગાળી વકીલાત કરવા પત્ની સાથે પરદેશ ગયા. ત્હેમનો સ્વાર્થત્યાગ, અસાધારણ ઉપકાર વૃત્તિ, મ્હારાથી કદી પણ વિસરાય એમ નથી. ભાભીને માટે સ્વભગિનીવત્ લાગણી ધરાવનારા દીએરો સર્વત્ર થશે ત્યહારેજ ભારતવર્ષની સંયુક્ત કુટુમ્બપદ્ધતિ સુખકર થશે.



# (૮) શારદાચરણનું ભોપાળું.

૧

સ્ટીમરમાં બેસીને હું ખુલ્લના (બંગાળા પ્રાંતનું એક શહેર) જતો હતો; સાથે મ્હારી સ્ત્રી હતી. કૅબિન રીઝર્વ (ખાસ ઓરડી જૂદી) કરાવી રાખી હતી. આખો બપોર બન્ને જણાંએ સાથે બેસીને વાતચીતમાં ગાળ્યો. સંધ્યાકાળની થોડી વાર અગાઉ એ ઉંઘી ગઈ. મ્હેં વિચાર કર્યો, કે ફુરસદ છે, તો 'ડેક' (તુતક) ઉપર જઇને સંધ્યાના શીતળ વાયુનું સેવન કરૂં.

એજ વખતે સ્ટીમર (આગબોટ) 'માણિકદાહ' ઘાટ છોડી ચૂકી હતી; કૅબીનની અંદર બેઠે બેઠે એમ લાગતું હતું કે દહાડો આથમી ચૂક્યો છે, પણ બહાર જઇને જોયું તો જણાયું કે સૂર્યાસ્ત થવાને હજુ ઘણી વાર છે એટલે 'ડેક' ઉપર જવાયું નહિ. આળસમાં ને આળસમાં ખાલી આમતેમ આંટા મારવા લાગ્યો. એવામાં કોઈ અજાણ્યા યુવકે મ્હારી પાસે આવી મ્હારે પગે પડીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા.

દૂર જોવાને માટે કૅબીનમાંથી નીકળતી વખતે મ્હેં ચશ્મા બદલી નાંખ્યા હતા. ચશ્મા ખોલીને યુવકના મ્હોં તરફ હું તાકી રહ્યો. અગાઉ કોઈ દિવસ ત્હેને જોયો હોય એવું સાંભર્યું નહિ.

એ આદમીની ઉમર ૨૫ વર્ષની હશે. શરીર એકવડું હતું, આંખો બેઠેલી હતી, માથાના વાળ મ્હોટા હતા, કપડા ઉપરથી એ સાધારણ સ્થિતિનો માણસ હોય એમ જણાઈ આવતું હતું.

ભવાં સંકોચીને મ્હેં ત્હેને પૂછ્યું—"ત્હમે કોણ છો ?"

'સાહેબ, મ્હારૂં નામ શ્રી શારદાચરણ ચટ્ટોપાધ્યાય. મ્હારૂં વતન 'કુમારખલિ'માં છે.'

હું સમજ્યો કે આ કોઈ ભેજાંનો ખસેલો આદમી છે. પહેલાં જે અણવિશ્વાસ ઉત્પન્ન થયો હતો તે જતો રહ્યો અને દયા ઉપજી.

'આપને વિશ્વાસ નથી આવતો ? આપ એમ સમજો છો કે આ કોઈ ગાંડો છે ? એ મ્હારી માતા છે એ વાત ખરી, પણ આ જન્મની નહિ. અસલી વાત આપને કહેવી પડશે. આજ પાંચ વર્ષથી હું ક્ષયરોગથી ઘણો પીડાઉં છું. ઘણીએ જાતના ઇલાજ કર્યા પણ કાંઇ વળ્યું નહિ. મેટ્રોપોલિટન ઇન્સ્ટીટયુટ ( કૉલેજ ) માં બી. એ. કલાસમાં ભણતો હતો, તે બંધ કરવું પડયું. જુઓને મ્હારો ચહેરો ! હાડકાં ને ચામડુંજ રહ્યું છે ! હવે વધારે જીવવાનું નથી. સાતેક દિવસ ઉપર ગામની બહાર માતાજીના મન્દિરમાં જઇને આખી રાત રોતો રોતો પડી રહ્યો,–' માતાજી, માતાજી' કહીને ઘણુંએ રોયો. કેટલીએ પ્રાર્થના કરી. આખરે જરા રાત બાકી રહી એટલે ઘેર પાછો ગયો, અને સુઈ ગયો. ઉંઘમાં સ્વપ્ન જોયું કે માતાજી મ્હારા માથા આગળ આ-વીને ઉભાં છે, અને આપનું નામ દઇને કહે છે કે એમની સ્ત્રી, ગયા જન્મમાં ત્હારી મા હતી. ત્હેં એક દિવસ દારૂ પીને એને ગાળો દીધી હતી. ત્હેના પાપેજ તું આ ભયંકર રોગ ભોગવે છે. એની પાસે જા, અને તેનું ચરણામૃત પી. સાજો થઇ જઇશ." આટલું કહીને માતાજી અંતર્ધ્યાન થઇ ગયાં.

આટલી વાત કહીને એ ચૂપ રહી ગયો.

મ્હેં પૂછયું 'આપ ક્યહાં જાઓ છો ?'

બે હાથ જોડીને તે બોલ્યો,–"આ બધું વૃત્તાંત સાંભળી ચૂકયા પછી આ અધમને 'આપ' કહીને શા માટે સંબોધન કરો છો ? 'ત્હમે' કહો અથવા 'તું'જ કહો. " એમ કહી નીચો વળી ,હેણે મ્હારા બંને બુટને અડકીને પોતાના લલાટને સ્પર્શ કર્યો.

'ત્હમે હમણાં ક્યહાં જાઓ છો ?'

સ્ત્રીના મનમાં કેવા મ્હોટાં શોકનું સ્મરણ તાજું કર્યું ?'

તે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બેઠી થઈ. મ્હારા મ્હોં તરફ જોઇને પૂછ્યું, " શું કહો છો ?"

મ્હેં ત્હેને મ્હારી પડખે ખેંચીને કહ્યું, 'સ્ટીમરમાં એક સંન્યાસીનાં દર્શન થયાં. ત્હેમણે મ્હારો હાથ જોઇને કહ્યું કે 'આપણે ત્હ્યાં' થોડા વખતમાં છોકરો આવશે.' એ વખતે ઉતાવળમાં મ્હને બીજી તો કાંઈ હાજર જવાબી સુઝી નહિ. પણ એથી કાંઈ વળ્યું નહિ. ત્હેની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. મ્હેં ત્હેને છાતી સરસી દાબી મ્હારી પોતાની આંખો પણ લુછી. કેવી રીતે ચિન્તાનો સ્ત્રોત બીજી દિશામાં વાળવો ત્હેના વિચારમાં પડયો.

જાળીમાંથી જોયું તો સૂર્યાસ્તકાળ આવી પહોંચ્યો છે. મ્હેં કહ્યું 'ચાલ્ય અગાશીમાં જઇને સૂર્યાસ્ત જોઇએ. પદ્માના વૃક્ષઃસ્થળ ઉપર સૂર્યને અસ્ત પામતો ત્હેં કદાપિ નહિ જોયો હોય.

એ ઉઠી પાસેની ઓરડીમાં જઈ હાથ મ્હોં ધોઇ, માથું ઓળી, વસ્ત્રાભૂષણ સજીને જવાને માટે તૈયાર થઇ.

બન્ને જણાં ડેક ઉપર જઈ ફરવા લાગ્યાં. સૂર્ય અસ્ત પામ્યો. સંધ્યા થઇ. આગબોટ ' હૂ-હૂ ' કરતી જળમાં પોતાનો રસ્તો કાપતી હતી. ધીમે ધીમે ' નાગર કાન્દી ' સ્ટેશનનો ઘાટ પાસે જણાયો. હવે અગાશી ઉપરથી નીચે ઉતર્યાં.

સીડીની પાસે શારદા ઉભો હતો. મ્હને જોઇને ત્હેણે પ્રશ્ન પૂછ્યો ' આ મ્હારી મા ? ' ઉત્તરની રાહ ન જોતાં એણે નીચે પડીને મ્હારી સ્ત્રીને પ્રણામ કર્યા.

આ આશ્ચર્યકારક બનાવ જોઇને મ્હારી સ્ત્રી તો એક તરફ જઇને ઉભી રહી અને મ્હારા મ્હોં તરફ જોવા લાગી. મ્હેં કહ્યું, એક વાત છે,-' કેબીનમાં જઇને કહીશ.' શારદાચરણની તરફ મનમાં કંટાળો

મ્હેં હસીને કહ્યું, 'તો પછી ત્હારા નસીબમાં આટલું દુઃખ ભોગવવાનું ક્યહાંથી રહેત ? આટલા દિવસમાં તું તો થઈ હોત કોઈ ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની ધણીઆણી !'

મ્હારી સ્ત્રી મશ્કરી કરવામાં ઘણી હોશીયાર હતી. પણ એની કોઈ મશ્કરી કરતું તો ઝટ ચ્હીડાઈ જતી. મજાક એ સાંખી નહોતી શકતી. એ બોલી ઉઠી,–'જાઓ જાઓ, જાણ્યું બહુ ડાહ્યા છો તે.' મ્હેં એનો કાંઈ પણ ઉત્તર ન આપતાં ત્હેનો કોમળ પદ પલ્લવ પકડ્યો. એકદમ મ્હારા હાથમાંથી પગને છટકાવીને ગુસ્સા સાથે એ બોલી 'પગને શા માટે અડકો છો ?' મ્હારા ઉત્તરની રાહ ન જોતાં મ્હારા હાથમાંથી પ્યાલો લઇ લઇને એમાં પોતાના પગનો અંગુઠો બોળીને, પાસેના મેજ ઉપર મુકીને મ્હને કહ્યું, 'નોકરને કહો કે પ્યાલો ઉઠાવી જાય.'

મ્હેં ઉભા થઇને કહ્યું, એમાં નોકર આદમી શું સમજે? હુંજ જઇને આપી આવીશ. એમ કહી મ્હેં પ્યાલો ઉઠાવી લીધો. એ કહેવા લાગી 'આ શું કરો છો ? કહું છું તે શા માટે નથી સાંભળતા ?' મ્હેં જરા ગંભીર થઇને કહ્યું–'જો, સ્ત્રીઓને ભણતાં ગણતાં શીખવવું એ બળતામાં ઘી હોમવા સરખું છે. તું આટલું ભણી ગણી તોએ ત્હારો આ પ્રેજુડીસ હજુ ગયો નહિ. આટલું કહીને હું બહાર નીકળી ગયો.

૨

કોન્ગ્રેસ થઇ ચૂકી. હું ઢાકા પાછો ફર્યો. એક દિવસે સાંઝની વખતે દરવાન હાથમાં સ્લેટ લઇને મ્હારી આગળ ઉપસ્થિત થયો. મળવા આવનાર લોકોમાંથી જેમની પાસે વિઝિટિંગ કાર્ડ ન હોય ત્હેમને માટે મ્હેં દરવાનને એક સ્લેટ આપી મૂકી હતી. સ્લેટ ઉપર અંગ્રેજીમાં લખ્યું હતું, 'શારદાચરણ ચેટરજી.'

એ મહિનાની જુની વાત એકદમ સાંભરી આવી નહિ. જાણ્યું કે કોઇ નવો અસીલ આવ્યો હશે.

મ્હારી તરફ તેની પીઠ હતી, એટલે એ વખતે એને હું ઓળખી શક્યો નહિ, પણ સ્હામો આવ્યો ત્ય્હારે જોયું કે શારદાચરણ છે. મ્હારો પીત્તો ખસી ગયો. વ્હાણું વાતાંજ આવી પહોંચ્યો! હમણાં દરવાન સ્લેટ લઇને આવતો હશે.

મ્હાના ટેબલ ઉપર સ્હવારનાં પેપરો ભેગું ત્હેનું કાર્ડ હાજર હતું. મ્હારી સ્ત્રી ત્ય્હાર સુધી ઉઠી નહોતી. શારદાએ આવીને ભક્તિપૂર્વક મ્હને પ્રણામ કર્યા પછી કહ્યું, "કાલ આખી રાત ઉંઘ આવી નહિ. મ્હારી તરફ આપનો આટલો બધો નિઃસ્વાર્થ સ્નેહ જોઇને હું તો દીંગજ થઇ ગયો છું. હું કોણ છું, કોણ નહિ,–તે પૂછ્યા વગર મ્હારી દવા માટે પાંચ પાંચ રૂપિયા! 'એ રૂપિયા પાછા લ્યો, સાહેબ," એમ કહી રૂપિયા ટેબલપર મૂકી દીધા.

શારદાચરણનું આચરણ જોઇને મ્હને ત્હેના ઉપર શ્રદ્ધા ઉપજી. મ્હેં કહ્યુ 'ના ના, એ રૂપિયા હવે પાછા લેવાનો નથી. ત્હમારા દર્દની ચિકિત્સા માટે આપ્યા છે.'

શારદાચરણે કેટલીએ વાર ખાંસતાં ખાંસતાં કહ્યું 'જુઓ સાહેબ, દૈવી શક્તિમાંજ મ્હને ઘણો વિશ્વાસ છે. ડાકટર કે વૈદ્યો ઉપર મ્હને ભરોંસો નથી. એ દશામાં નકામું ખર્ચ કરવાથી શું વળશે?'

મ્હેં કાંઈ વિચાર કરીને કહ્યું, હા, 'જો બીલકુલ વિશ્વાસ ન હોય તો કાંઇ પણ ફાયદો નહિ થાય.'

ત્હેણે કહ્યું 'મ્હારો અંતઃકરણનો વિશ્વાસ છે, દૃઢ વિશ્વાસ છે કે, જો માતુશ્રી (મ્હારી સ્ત્રીને ઉદ્દેશીને એણે બે હાથ જોડીને પ્રણામ કર્યાં)નું પાદોદક દહાડામાં બે વખત પીઉં, અને બેવાર એમને પ્રણામ કરૂં તો તેથી મ્હારો રોગ સમૂળગો મટી જશે. નહિ તો આ ઉથલામાંથી હું બચવાનો નથી.' એની આંખોમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં.

છે કે એણે એમજ ધાર્યું હશે કે ગઈ વખતની માફક એક પ્યાલા ચરણામૃતથી પતી જશે. પણ જ્યારે સાંભળશે કે એમ નથી પણ આ તો કેટલાક દિવસ સુધી લાગલાગટ દિવસમાં બે વાર અમૂલ્ય ઔષધ આપવાનું છે, ત્યારે જરૂર એ ધીરજ ખોઇને એકદમ ધસીને ના પાડશે.

છતાં મ્હેં તો કહીજ દીધું. પણ જેટલા વિરોધની બ્હીક રાખી હતી તેટલો વિરોધ થયો નહિ. આશ્ચર્ય પામીને ત્હેણે પૂછ્યું,–ડાક્ટરો, વૈદ્યો, હકીમો, કોઈના પણ ઓસડ ઉપર વિશ્વાસ નથી? બે વખત મ્હારૂં પાદોદકજ પીશે? એથી શું એ સાજોતાજો થઈ જશે?

'એ તો એમજ કહે છે. કહે છે કે એમ નહિ કરો તો હું બચીશ નહિ. મ્હારી આ પ્રાર્થના પૂર્ણ કરો.'

મ્હારી સ્ત્રીએ મૌન રાખીને સંમતિ જણાવી. થોડી વાર પછી હું નીચે ઉતર્યો.

શારદાચરણને આ સંવાદનું શુભ પરિણામ જણાવતાં એ આનંદથી ગાંડોઘેલો થઇ ગયો. મ્હેં ત્હેને પૂછ્યું 'ત્હારૂં ઘર ક્ય્હાં છે?'

'મ્હારૂં અહિં કોઇ નથી.'

'જમો છો ક્ય્હાં?'

'આપે આટલી બધી મહેરબાની કરી છે, તો જરા અધિક અનુગ્રહ કરીને મ્હને અહિં સૂઇ રહેવાની પણ રજા આપો' એમ કહી એ ચૂપ રહ્યો.

મ્હેં કહ્યું 'મ્હારા ગુમાસ્તાઓએ પોતાના રહેવા માટે એક ઘર રાખ્યું છે. ફાવે તો ત્હમે ત્ય્હાં રહી શકશો.'

ખાંસી રોકીને ત્હેણે કહ્યું 'આપ રજા આપો તો એક વાર માતુશ્રીનાં દર્શન કરૂં.'

હું ત્હેને મ્હારી સ્ત્રીની આગળ લઇ ગયો. ત્હેણે પ્રણામ કર્યાં. મ્હારી સ્ત્રી ત્હેની તરફ કરૂણામય દૃષ્ટિથી જોવા લાગી.

૩.

દિનપરદિન શારદાચરણની શારીરિક અવસ્થામાં સુધારો જણાવા માંડયો. ત્હેની ખાંસી લગભગ નાબુદ થઈ ગઈ. મુખની ફીકાશ મટી જઈને લોહી આવવા માંડયું. આંખના ખાડા પૂરાઈ ગયા, અને માંસ આવવા લાગ્યું. આ બધું જોઇને હું આલ્હાદિત થયો. મ્હારી સ્ત્રી પણ એના ઉપર ઘણી પ્રસન્ન થઈ. હવે એ ઘણી વાર શારદાને બોલાવીને કામકાજ સોંપવા લાગી, નોકર ચાકરોના ઉપર વિશ્વાસ રાખીને જે ચીજ–વસ્તુ ન મંગાવાય એવી હોય, તે ખરીદવા શારદાને મોકલતી.

વૈશાખ વદ ૧૨ ને દિવસે એક મિત્રને ત્યાં વિવાહમાં અમને આમંત્રણ હતું. ત્યાં આગળ મોડી રાત સુધી રહેવું પડે એમ હતું. કારણ કે વિવાહ થઈ રહ્યા પછી નાટકનો ખેલ હતો. નોકર ચાકરોને કહી રાખ્યું હતું કે ઘેર પાછાં આવતાં રાતના બે વાગશે. શારદાચરણને મ્હેં કેટલાક દિવસથી મ્હારાં કાયદાનાં પુસ્તકોની લાઇબ્રેરી ગોઠવવાનું કામ સોંપ્યું હતું, તેથી જતી વખતે એને કહ્યું, ' આજ લાઇબ્રેરીવાળા હોલમાં સૂઈ રહેજો. જરા ખબરદાર રહેજો.'

એણે કહ્યું ' મ્હને કહેવાની શી જરૂર છે? જ્યહાં સુધી આપ પાછા નહિ આવો ત્યહાં સુધી હું અહિં જાગતો રહીશ.'

અને તે ખરેખર જાગતો રહ્યો. ત્હેની પાછળથી ખાત્રી થઈ!

હમે પાછાં આવ્યાં ત્યારે રાતના ત્રણ વાગ્યા હતા. મ્હારી સ્ત્રી કપડાં બદલવા પાસેના ઓરડામાં ગઈ. શયનગૃહનાં દ્વાર ઉઘાડતાં મ્હેં જે દેખાવ જોયો, તેથી મ્હારાં ચક્ષુ સ્થિર થઈ ગયાં.

મ્હોટી તીજોરીની પાસે શારદા બેઠો છે. આસપાસ કેટલાંક ચાંદીનાં વાસણો પડયાં છે. વાસણનું કબાટ ખુલ્લું છે! મ્હને જોતાંવારજ શારદાચરણ–' બા બા, બા બા ' કહીને ખૂબ રોવા લાગ્યો.

એટલામાં મ્હારી સ્ત્રીએ પ્રવેશ કર્યો. શારદાચરણને એવી દશામાં જોઇને એ તો આભીજ બની ગઈ અને કાંપતે કાંપતે મ્હારા સ્હામું જોઇને પૂછવા લાગી, 'આ શો તમાશો છે વળી?'

મ્હારી સ્ત્રીને જોઇને શારદાચરણે બમણા વેગથી રોવું શરૂ કર્યું. મ્હેં ગુસ્સે થઈને કહ્યું 'ચૂપ રહે, સુઅર! મારી મારીને હાડકાં સીધાં કરી નાંખીશ.'

મ્હારી સ્ત્રીએ કહ્યું 'ચાલો પેલા ઓરડામાં.' એમ કહી એ મ્હારો હાથ પકડીને મ્હને ત્યાંથી ખેંચી ગઇ.

એક પલંગ ઉપર બેસી જઇને પૂછ્યું 'હવે શું થશે?'

'વળી બીજું શું થાય? પોલીસમાં સોંપવામાં આવશે.'

થોડી વાર ચૂપ રહ્યા પછી ત્હેણે કહ્યું, 'પોલીસમાં સોંપવાની કાંઈ જરૂર નથી. છોડી દો. લોભને વશ થઇને એણે આ કામ કર્યું છે. પહેલો અપરાધ માફ કરવો વ્યાજબી છે. એ જો પશ્ચાત્તાપ કરીને પોતાની ટેવ સુધારવા માગતો હોય તો એને એક પ્રસંગ આપવો જોઇએ. પોલીસને સોંપ્યાથી એનું જીવન ધૂળધાણી થઈ જશે.'

શારદાચરણ જો ચોરી કરીને પલાયન કરી ગયો હોત તો તો એને ક્ષમા કરવું અસંભવિત થઇ પડત, એ વાત ખરી. પણ હવે એ પોતાના મનોરથમાં નિષ્ફળ નીવડયો એટલે એના ઉપર થોડીક દયા આવી. પણ આમ કરવાથી શું જનસમાજ પ્રતિના કર્તવ્યમાં ખામી નથી આવતી? મ્હારી સ્ત્રીને મેં એ વાત સૂચવી.

ત્હેણે કહ્યું, 'ના. પોલીસને સોંપવાથીજ સામાજીક કર્તવ્યમાં ખામી પડે છે. વ્યક્તિના કર્તવ્ય ઉપરજ સામાજીક કર્તવ્યનો આધાર રહે છે. એક જીવનને હમેશાંને માટે નાશ કરી દેશો નહિ.'

શારદાચરણને છોડી દીધો. કલકત્તામાં કયારે કોન્ગ્રેસ થઈ હતી? ૧૮૯૬ માં. ત્રણ વર્ષ બાદ શારદાચરણ તરફથી એક પત્ર મળ્યો. એ

